સ્વર્ગવાસી જામશ્રી જશવતસિંહજીનું

# જીવન ચરિત્ર.



તૈયાર કરી પ્રસિદ્ધ કરનાર, જામનગર નિવાસી

## વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી,

મહાભારત સાર, અધ્યાત્મ રામાયણ, ભોજ-
પ્રબંધ, દ્વારકાંમહાત્મ્ય, શ્રીકૃષ્ણજન્મખંડ,
વલ્લભદિગ્વિજય, સતીધર્મ—પતિ સેવા
અને બ્રહ્મોતરખંડ, ઇત્યાદિ
ઇત્યાદિનો પ્રસિદ્ધ કર્તા.



સંવત ૧૯૬૩ સન ૧૯૦૬



કિંમત અમૂલ્ય—છપાઇ ખર્ચ આઠ આના.

## દોહરા.

વિજય જશવંત મેળવી, કર્યો વાસ કૈલાશ;
અચળ રહ્યો પણ અવનિમાં, મૂકી ગયો સુવાસ.
એવા નૃપ આ અવનિમાં, નિત્ય વધારે ઇશ;
ભલું થાય હાલારનું, એ ઇચ્છા હરનીશ.
કહાં યુધિષ્ઠિર નૃપતિ હે, કહાં શ્રી ભોજ ભૂપાલ;
કીરત જગમે રહ ગઇ, સબકો ખાગો કાળ.



અમદાવાદ

શ્રી જૈન પ્રિન્ટિંગ પ્રેસમાં શા. જેઠાલાલ
દલસુખભાઇએ છાપ્યું.

# અર્પણ પત્રિકા.

પરમ પ્રતાપિ અદ્વિતીય દાનવીર અને ભરતખંડના ભૂપતિયોમાં ભૂષણરૂપ જાડેજા કુળેંદુ જામનગર નરેશ કૈલાસવાસી મહારાજાધિરાજ જામશ્રી જશવંતસિંહજી સાંહેબ બહાદુરનાં પટરાણીશ્રી આઈબા સાહેબ વાઢેર. સંસ્થાન શ્રી જામનગર.

બાઈ સાહેબ—

આપ શુદ્ધ ક્ષત્રાણીના ધર્મ જાણો છો, અને પાળો છો, વિદ્યાનો યોગ્ય ઉપયોગ કરો છો, સંસારની અસારતા વિચાર્યા કરતાં, ઐહિક અને પરમાર્થિક કલ્યાણને અર્થે આ સંસાર, સુખરૂપ માની યુક્તિ પ્રયુક્તિઓનો ઉપયોગ કરી, વ્યવહાર પક્ષે સગાં અને સ્નેહિઓમાં સ્નેહાકર્ષણ મૂકી, જે મોહ આપણા મહારાજાએ ઉદ્‌ભવ્યો છે તે મોહથી પ્રેરાઇ તેમના ગુણાનુવાદની પ્રીય અને અનુકુળ ભેટ કરવા સદ્‌ભાવ રાગી તેમના સ્મરણાર્થે આ ટુંક ચરિત્રનું લઘુ પુસ્તક સજળ નેત્રે આપને માનપૂર્વક અર્પણ કરી પ્રાર્થુંછું કે મહારાજાશ્રી જશવંતસિંહજીની અમર આત્મા અનંત, અખંડ શાંતિ ભોગવો.

હું—છું. આપનો સદાનો આશ્રીત.

વિશ્વનાથ ગોવંદજી દ્વિવેદી.

# પ્રસ્તાવના.

રાજાઓનાં જીવન ચરિત્ર સાંભળનારના કાનને તે રાજાનું ચરિત્ર અમૃતના અભિષેક જેવું લાગે છે ને તે ચરિત્ર લખવાનો રીવાજ ઘણા કાળથી ચાલે છે. કારણ કે,—

सर्व देवमयस्यापि विशेषो नृपतेरयम् ।
शुभाशुभ फलं सद्यो नृपदेवा भवान्तरे ॥

રાજા સર્વ દેવમય છતાં તેમાં વિશેષતા એટલી છે કે તેનાથી શુભાશુભ ફળ તુરત મળે છે, અને દેવથી ભાવાન્તરે મળે છે, આમ દેવથી અધીક ગુ-ણવાન ગણી તેને અનુરક્ત ભક્ત રહેવું એ આપણું કર્તવ્યજ છે, અને તેના ગુણ ગાવા એમાં કાંઇ આશ્ચર્ય નથી તેથી જે લોકો એમ કરવાને નિંદે છે તેમનો વિચાર મને ઘણે અંશે યોગ્ય લાગતો નથી. સામાન્ય રાજા માટે જ્યારે આટલી પ્રસંસા ત્યારે આપણા પ્રજા વંદનીય જશવતસિંહજીના ગુણોનું

વર્ણન શા માટે અયુક્ત બની શકેજ, કારણ કે હજી પણ તેમના કર્તવ્યથી પ્રજા તેને સંભારે છે ત્યારે ગદગદ્ થાય છે, તો તેવા રાજાની મેં પ્રજા તરીકે સેવા કરી આ ટુંક ચરિત્ર લખવા ઊચિત ધારેલું છે.

રાજાના સદ્‌ગુણનું વર્ણન પ્રશંશા નથી પણ ખરેખર વર્ણન છે. કારણ કે સત્ય ગુણનું વર્ણન છે. વળી રાજા એ દેવ–ઇશ્વરનો અંશ છે. એમ શાસ્ત્રમાં કહે છે **नराणां च नराधिप** (ગીતા) મનુષ્યોમાં રાજા મારૂં સ્વરૂપ છે, વળી **મનુ કહે છે કે सर्वदेवमयो राजा** રાજા સર્વ દેવમય છે.

આપણા મરહુમ, મહારાજા **જશવતસિંહજી** પ્રજાના વંદનીય છે. કારણ કે તેમણે જે કાંઇ કાર્ય સંબંધી ખર્ચ કર્યું છે તે તે પ્રજાના હિત માટે કરેલું છે, **આવાજ** હેતુથી મહારાજાનું આ ટુંક ચરિત્ર જેવું તેવું બહાર પાડવા ઊચિત ધારૂં છું.

આ ગ્રંથ લઘુ છે અને જેટલા વિસ્તારથી લખવો જોઇએ તેમ તો કાંઇ થયું નથી તેમ તેની

મેળવેલી નોંધના આરંભ કરતાં એક પણ નોંધ રાજકીય દફતર કે રાજના સત્તાધીસ પાસેથી મળવી જોઇએ તે ન મળતાં માત્ર મારી અલ્પ મતિથી જ્યાં ત્યાંથી સંગ્રહ કરી અને કેટલીક ગેઝેટના આધારથી તો પણ છેક નહીં તેના કરતાં આ જેવો તેવો ગ્રંથ બીજી પ્રજાના કરતાં ખાસ જામનગરના રાજ્યમાં વસનારી સર્વ પ્રજાને અને રાજ્યના ભાયાતો, મુખ્ય અમલદારો, અમીરો અને નોકરોને તો ઉપયોગમાં આવશે અને વિશેષ કહું તો નવાનગર તાબાના દરેક ગામના રાજકીય દફતરમાં કે પુસ્તકશાળામાં હોય તો ઘણું સારૂં.

આ પુસ્તકને વિશે દોષની દ્રષ્ટિથી જોનારને દોષ નજર આવશે, પણ આજે સુધરેલી પ્રજા અને કેળવાએલા રાજાઓ તેમજ કાબેલ કારભારીઓનું પણ કયું રાજ છે કે જે બિલકુલ દોષ રહિતજ છે?

હું કાંઇ ગ્રંથ કર્ત્તા કે વિદ્વાન નથી. અને વિદ્વાનનો ખોટો ફાંકો રાખતો નથી; માત્ર પ્રજામાંનો એક તમામ ગરીબી સ્થિતિનો માણસ પણ પ્રજા

વર્ગની શેવા બજાવવા હોંસીલો છઉં એટલુંજ નહી પણ મેં મરહુમ મહારાજા જામશ્રી વિભાજીનું ચરિત્ર અને ટુંક ઇતિહાસ પ્રથમ બહાર પાડેલ તેથી આ મરહુમ મહારાજા જશાવતસિંહજીનું ખેદકારક ચરિત્ર વિરહ સાથે બહાર પાડવા રજા લઉં છું. આ પુસ્તક દોષ રહિત છે એમ કાંઇ મારૂં કહેવું પણ નથી તેથી અનુભવી તેમજ ટીકાકારો હુમલો કીધા વગર દોષ દરશાવશે તો તે ઉપકાર સહિત સ્વિકારીશ. આમાંથી દોષ દૂર કરી ગુણ અને સાર ગ્રહણ કરી સ્વર્ગવાસી જામશ્રી જશાવતસિંહજીનાં ચરિત્રને ધન્યવાદ આપવો એટલે મારો શ્રમ સફળ થયો એમ હું માનીશ.

માર્ગ સુદ ૬ ગુરૂ તા. ૨૨ સને ૧૯૦૬

વિ. વિશ્વનાથ ગોવિંદજી.

પુ. પ્રગટ કરનાર.

સ્વર્ગવાસી

મહારાજાધીરાજ જામસાહેબ શ્રી જશ-
વતસિંહજી બહાદુરનુ ટુંક

# જીવન ચરિત્ર.

---

દોહરા.

જશવંતસિંહજી જગતમાં, જશ લીધાજ અપાર;
અમર કર્યું અવની પરે, નામ નીજ નીર્ધાર.
ઠામ ઠામ ગુણ ગ્રામ તે, આમ કરી શુભ કામ;
માન ભાવ પામી બધે, અમર કર્યું નિજ નામ.

આ જગતની ઉત્પતિ, સ્થીતિ અને લય કરનાર પરમાત્માની ગતિ વિચિત્ર છે. આજ પર્યંત તેણે અ-સંખ્ય પ્રાણીઓ આ બ્રહ્માંડમાં ઉત્પન્ન કર્યા છે અને તેનો નાશ પણ થયો છે, ને થાય છે. તેમાંના ઘણાજ થોડા મહા ભાગ્યશાળી પ્રાણીઓ સિવાય ઘણાની નામ કે નિશાની આજે કાંઇ નથી પણ આ સંસા-

રની સઘળી માહિતી ઐતિહાસ તથા જન્મ ચરિત્રની સહાયતાથીજ આપણને મળે છે, અને તેવાં જન્મ ચરિત્રો લખવાનો સંપ્રદાય પુરાતન છે. આર્ય પ્રજાની પ્રાચીન ભાષામાં રામ, કૃષ્ણ, વિક્રમ અને ભોજ આદિ રાજાઓનાં ચરિત્રોના અનેક દાખલાઓ ઉપર થી સિદ્ધ થાય છે કે ઘણા કાળથી આપણી પ્રજા ઇતિહાસ કે ચરિત્રોની તુલના જાણે છે. રાજાઓ અને રાજદ્વારી પુરૂષોનાં ચરિત્રો એ ઐતિહાસનાં મુખ્ય અંગ છે.

દરેક પ્રખ્યાત પુરૂષ કેવી સ્થીતિમાં જન્મ્યો, કેવી સ્થીતિમાં ઉછર્યો, કેવી સ્થીતિમાં તેણે પોતાનો સ્વતંત્ર યોગ ક્ષેમ ચલાવવાની શરૂઆત કરી, પોતાની જીંદગીમાં શું કર્યું, કયાં કયાં પ્રજાહિત સુખોને માટે કાર્યો કર્યા તથા કેવી સ્થાતિમાં તેની પ્રખ્યાતિનો પ્રાતઃકાળ તથા મધ્યાન્હ કાળ થયો, એ સઘળું જાણવાને દરેક મનુષ્યને પૂરતી જરૂર છે. પોતાની વર્તણુંકથી અનેક અડચણો અને મોટાં મોટાં દુઃખો તે પોતે એકલો સહન કરે છે અને પાછળથી તે યત્નનાં ઉત્તમ ફળોનો સ્વાદ પોતાની પ્રજાને તથ

દેશને પણ ચખાઢે છે અને અપવાદ તરીકે પોતે પણ ચાખે છે.

આવા મહાન્ પુરૂષોના ચરિત્રોથી માણસ જાતને ઘણા ફાયદા થાય છે, એટલુંજ નહિ પણ પોતાની જીંદગી સુધારે છે, અને તેમાં તેમને યશ અને કીર્ત્તિ પણ મળે છે, પણ જે કીર્તિ કે યશનીજ ઇચ્છાથી કંઇ કામ કરે છે તેને તે મળતાં નથી પણ તેની ઇચ્છા વગર પોતાનું કર્ત્તવ્ય સમજી જે પુરૂષ કાર્ય કરે છે તેનેજ કીર્ત્તિ આલિંગન આપે છે, તેજ કીર્તિ નિર્મળ કહેવાય છે, અને તેજ કીર્તિ તે સતકીર્તિ છે ઘણે ભાગે એમ બને છે કે તેની જીંદગી પૂરી થયા પછી તેને કીર્તિ મળે છે તેની જીંદગીમાં તે જે કાંઇ કરે છે તે કદાચ થોડાઓનેજ માલુમ હોય છે પરંતુ તેના સ્વર્ગવાસ પછી તે જાણનારાઓના મુખમાંથી તેના શોકરૂપે જયારે તેના અનુપમ ગુણો બહાર પડે છે, ત્યારે તેની કીર્તિ ફેલાય છે અને લોકો આશ્ચર્ય થાય છે. રાજાઓની કીર્તિ મુખ્યત્વે કરીને યુદ્ધવીર અને દાનવીરપણાથીજ હોય છે એ વાત લોક પ્રસિદ્ધ છે. નવાનગરની ગાદિપર આવેલા રાજ્યકર્ત્તાઓમાં આજ દિવસ સુધી અઢાર રાજકર્ત્તા થયા પણ એ બન્ને

ઉત્તમ ગુણોથી રહિત થયેલા નથી એમ કેટલાએક લેખો વીગેરેથી પ્રત્યક્ષ સિદ્ધ થાય છે.

પોતાના પૂર્વજોના રાજ્ય બળથી વધેલા જામશ્રી રાવળથી માંડીને તે આજ પર્યંત જામશ્રી વિભાજી સુધીની કીર્તિ ઝળકી રહી છે તેમજ આપણા મરહુમ મહારાજા જશવંતસિંહજી સાહેબની કીર્તિ કાયમ રાખવા તેમનું ટુંક જીવન ચરિત્ર નીચે દર્શાવું છું.

આ અસાર સંસારમાં અનેક પ્રાણીઓનો જન્મ થાય છે અને નાશ થાય છે. જન્મ અને મરણ એ તો આ ફાની દુનિયામાં ઉત્પન્ન થનાર જીવ માત્રને છેજ. મનુષ્ય જાતિ એ સર્વ જીવો કરતાં શ્રેષ્ઠ છે કારણ કે તેમાં જગત્કર્તા પરમેશ્વરે સારાસાર વિચાર કરવાની શક્તિ મુકેલી છે. આ જગતમાં કોઈ પણ મનુષ્યનું જન્મવું ત્યારેજ સાર્થક કહેવાય કે જે પુરૂષ પરોપકારથી પારકાનું ભલું કરે અને અંત સુધી પણ પર હિત કરવામાં પૂરો સ્નેહ ધરે તેનીજ કીર્તિ આજગતમાં અમર રહે છે અને તેજ કર્તવ્યોથી તેનો જન્મ જગતમાં નોંધાય છે, વળી પણ એજ જન્મ તીથીને લોક સર્વથા સંભારે છે કે જેણે સત્પુરૂષને જન્મ આપ્યો હોય છે, આવી પુણ્ય જન્મ તીથીના શુભ યોગમાં એટલે સંવત ૧૯૪૦ ના શ્રાવણ વદી ૧૨ ને ગુરૂવારને દિવસે સૂર્યોદયાદિષ્ટ ઘડી ને પળ

સમયે આ મહારાજાનો જન્મ જામશ્રી વિભાજીનાં માનવંતાં રાણીજી જાનબાઇના ઉદરે થયો હતો. જેના જન્મગ્રહ જામસાહેબના જોશીએ નીચે પ્રમાણે ક-ર્યાની જન્મ કુંડલી નીચે પ્રમાણે છે.

## મહારાજા જશવંતસિંહજીના જન્મ કુંડલી.



આ વખતે રાજ્યના જોશીઓએ મહારાજાના કુળ દીપક કુમારશ્રીનું નામ **જશવંતસિંહજી** પાડ્યું. આથી જામનગર શેહેરમાં સર્વે સ્થળે ખુશાલીનો મહોત્સવ કરી સાકરો વેંચાઇ અને આ સત્પુત્રના જન્મથી જામશ્રી વિભાજી સાહેબના અંતઃકરણમાં આનંદની સીમા રહી નહોતી.

### સોરઠો.

આજ અતી ઉછરંગ, અંગ થકી અળગો નહિ;
બોલે સહુ ધરી તંત, જનમ્યા રાજકુમાર છે.

### છંદ હરિગીતની ઢબનો.

ઇશ્વર અનુગ્રહથી અધિપ ઘર ઉદયી જયમ આદિત થયા,
ત્યમ ભાગ્યરૂપ લક્ષણ અનુપ, એવા કુંવર સાહેબ થયા
ગત જન્મના તપ દાનને હરિ ધ્યાન આદિ કર્મના,
સંપૂર્ણ પર્મ પ્રભાવથી જગ અંશ જાણું ધર્મના.
જે દિન થયો શુભ જન્મ તે દિન સિંધુ સુખના ઉલટીયા
દારિદ્ર દ્રુમ છેદન થયાં વળી કૈક કેદી છુટીયા;
નીશાન નોબત ઉપર ડંકા વાગિયા ઉછરંગથી,
નરનારી દુઃખ વિસારી ભારી હરખિયાં રસરંગથી.
જયકાર ને બલિહાર કહે જન પ્યાર ધારી ઉર ખરો.

કુળને દીવો શત વર્ષ જીવો રાજ્યની ચડતી કરો;
સુખધામ એવા કુંવર સાહેબ નામ શુભ પામ્યા યથા,
આરામ આનન જોઈ ઉપજે મોહીરે મન સર્વથા.
સુકુમાર આજ અનંત કીરતી દિગંતમાં વિસ્તારશે,
એવા સુલક્ષણ આજથી ક્ષણ ક્ષણે કુંવરમાં દિસે;
ઉપરાંત ઉત્તમ મુસાહેબની પાસ રહેવાથી બહુ,
ફરી પ્રશંસા યોગ્ય સદ્ગુણ સહજ શિખી લેશે સહુ.
ન્યાયી ઉદાર પરાક્રમી સુર વૈભવી દાતા વળી,
વિદ્વાન બુદ્ધિમાન સુંદર શાન કાંતી ઉજળી;
ટેકી વિવેકી નેમી પ્રેમી કુશળ ક્ષેમી તન થશે,
મ્હારાજ જામતણા કુંવર સુદ બીજ શશીવત રાજશે

આ ઉત્સાહથી મહારાજા જામશ્રી **વિભાજીએ** ગાદીવારસ તરીકે છેલા **રણજીતસિંહજીને** નિર્માણ કીધા હતા. પણ મહારાજા જામશ્રીને આ નવા જન્મેલા **જસવતસિહજીના** જન્મથી મહારાજા જામશ્રી વિભાજીનો તથા તેના પાસવાનોનો વિચાર તત્કાળ બદલી ગયો અને તે માટે મહારાજાએ દિવાન મી. મગનલાલ બાપુજી તથા બક્ષી કાળીદાસ જેશંકર આદિ અમલદારોને મુંબાઇ તથા પુને મોકલી મુંબઇ

સરકારને એવી અરજ કરી કે આ નવા જન્મેલા કુમારશ્રી **જશવંતસિંહજીનેજ** ગાદીવારસ ઠરાવવા અને રણજીતસિંહજી કે જેને પેહેલા દત્તક લીધા છે તેને અમુક ગરાસ આપવો વિગેરે મતલબનું લખાણ કરતાં તે માગણી નામદાર મુંબઇ સરકારે સ્વીકારી નહિ જેથી ફરીને મહારાજા જામસાહેબ શ્રીવિભાજી એ સીમલા ખાતે વડી સરકારને એ બાબતની અપીલ કરી દીવાન મી. મગનલાલ બાપુજી, શેઠ ફરામજી ખરસેદજી અને મી. વાડીયા બારીસ્ટર હોરમસજી સાહેબને મોકલ્યા. તેથી વડી સરકારે નામદાર મુંબઇ સરકારનો ચુકાદો રદ કરીને મહારાજા જામ સાહેબની માગણી સ્વીકારી અને તે નવા જન્મેલા કુમારશ્રી **જશવંતસિંહજીને** સને ૧૮૮૪ ના અકટોબર માસમાં એટલે સંવત ૧૯૪૦ ના અશો વદ ૩ ને મંગળવારને દીને જામનગરના ગાદી વારસ તરીકે નિર્માણ કીધા. આ પ્રમાણે મહારાજા જામ સાહેબની ઇચ્છા ફળીભૂત થવાથી તે નામદાર ઘણા આનંદ પામ્યા હતા. આ મહદ ખુશાલીના પ્રસંગમાં મહારાજા જામ સાહેબે એક કચેરી ભરી હતી તે

પ્રસંગે ભાગ લેવા માટે સઘળા ભાયાતો, સંબંધીઓ, અમલદારો, અમીરો, શેઠ શાહુકારો અને પ્રજાના આગેવાનો વગેરે સઘળા કચેરીમાં હાજર થયા હતા. ત્યાં વિધ વિધ પ્રકારના રાગરંગ સાથે મહાન મહોત્સવમાં કુમારશ્રી જશવંતસિંહજીને અનેક પ્રકારના નજરાણા કરવામાં આવ્યા હતા. આ વખતે દીવાન મી. મગનલાલ બાપુભાઇએ ઉઠીને સભાના મધ્યમાં સર્વ સાંભળતાં નામદાર લોર્ડ સાહેબનો હુકમ વાંચી સંભળાવ્યો હતો. તે સાંભળીને સઘળા સભાસદોને અત્યંત આનંદ થયો અને જય જયકારના ઉચ્ચાર થવા લાગ્યા. પછી મહારાજા જશવંતસિંહજીએ આનંદની ખુશાલીમાં પોતાની સદાની ઉદારતા બતાવી સર્વને ઇનામો તથા પોશાકો આપવા માંડ્યા. બારીસ્ટર વાડીયા હોરમસજીને બે વર્ષાસન દેવાનો ઠરાવ કર્યો હતો તેથી બમણી રકમ બક્ષી ગણતરીમાં ન આવે તેવાં અમૂલ્ય આભરણો આદિ સારા સારા શિરપાવથી વાડીઆજી બહુજ ખુશી થયા. દીવાન મી. મગનલાલ બાપુજીને ચાલીસ હજાર કોરી બક્ષી અને બીજા સઘળાને પણ યોગ્ય ઇનામો આપી

સંતુષ્ટ કર્યા તેમ કેટલાક અમીરોને અવીચળ પદવી એ સ્થાપ્યા. આવી રીતે ઉછરંગ સાથે ઘણાક આનંદમાં પાન ગુલાબ સહિત સભા બરખાસ્ત થઇ.

આ ઉછરંગથી મહારાજા જામશ્રીએ કુમારશ્રીની તંદુરસ્તી જાળવવા તથા તેમનું શરીર કદાવર થવા ઉત્તમ પ્રકારની દવા ખવરાવવા તથા પુરતી સંભાળ રાખવા વઝીર રાઘવ જેઠાણીને જણાવ્યું જેથી તેણે રાજ્ય વૈદ્ય શંભુશંકર જગજીવનને સાચા મોતી અને સુવર્ણ આદિની ઉત્તમ દવા શરૂ કરી હતી, આથી મહારાજા જામશ્રી જશવંતસિંહજીના શરીરનો બાંધો બાલ્યાવસ્થામાંથીજ દઢ હતો અને અવયવો પણ સુશોભીત ને સુંદર હતા, તેમનું મસ્તક તથા લલાટ પણ રાજ ચિન્હ યુકત અને વિશાળ હતાં. આ વખતે કુમાર શ્રીની વય જો કે ૨ વર્ષની હતી તેથી બાળ વયના બનાવ જો કે નિર્જીવ હોય છે તો પણ બારીક નજરે જોઇશું તો જાણવા જોગ ઘણીજ બીના મળી આવે છે. બાલ્યાવસ્તામાંથીજ તેમણે રમત ગમ્મત સાથે વિદ્યા જ્ઞાન સંપાદન કરવા માંડ્યું. પ્રથમ તેણે રા. પરસોતમ લક્ષ્મીચંદ પાસે રમતની સાથે અક્ષ-

રોના ગજીપાથી અક્ષરો ઓળખવા તથા તેવી આ-
કૃતીનાં રમકડાં ઓળખવા માંડયાં, ત્યાર પછી કેટ-
લીક મુદતે મીસીસ મેકલન્ડની પાસે વિદ્યાભ્યાસ શરૂ
કર્યો, આમ થોડુક જ્ઞાન પ્રાપ્ત થયા પછી તેણે મે.
રાઘવ જેઠાણીની દેખરેખ નીચે ખાનગી શીક્ષક મી.
મોહનલાલ અચળદાસ પાસે કેળવણી લેવાનો આરંભ
કર્યો. એ પ્રમાણે પહેલી ચોપડી પુરી થઈ કે વાંચ્યા
અભ્યાસ માટે મરહુમ મહારાજા જામસાહેબે એક
સારા શીક્ષક તરીકે મી. બુકને સારા પગારથી નીમા
તેમણે કેટલીક મુદત અભ્યાસ કરાવ્યા પછી એક
સારા માસ્તરને રાખવા એમ મહારાજને યોગ્ય જણાતાં
તેમણે મી. મથુરાંદાસ ધેલાભાઇને માસ્તર તરીકે ની-
મ્યા, તેમણે છ સાત માસ અભ્યાસ કરાવ્યા પછી
પોતાની નોકરીનું રાજીનામું આપ્યાથી તેમની જ-
ગોએ મે. હરગોવિંદ હરનારાયણ કે જે હાલમાં આ
સ્ટેટમાં સર ન્યાયાધીશ છે તેમને મોટા દરમાયાથી
નીમ્યા હતા. આ કુમારે પોતાની ચંચળ અને તીવ્ર
બુદ્ધિથી લક્ષ રાખી ગુર્જર તેમ ઈંગ્રેજી અને ગીર્વાણ
ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું હતું. વળી પણ તે
દરમ્યાન આંક, બેનેટી, પટા, ધનુષ, ખડગ, ધારણ

હાથી ઘોડાંઓને ફેરવવાની પદ્ધતી કસરત અને મલ કુસ્તી વીગેરે રાજ્ય ચિન્હાયુક્ત અનેક કળાઓ ઉત્તમ પ્રકારે સંપાદન કીધી હતી.

આ કુમારશ્રી જશવંતસિંહજીએ સંપાદન કરેલી સદ્‌વિદ્યાનો પ્રથમ દાખલો એજ બન્યો હતો કે સને ૧૮૫૦માં જામનગરમાં આગબુટ રસ્તે નામદાર મુંબઈ ગવરનર લોર્ડ **હેરીસન** પધાર્યા ત્યારે આગબુટ મોડી આવતાં ઘણી રાત્રી જવાથી મહારાજા જામસાહેબ શેહેરમાં સવારી સાથે પાછાં આવતાં તે નામદાર રાત્રીએ બેડી બંદરે ઉતરતાં કુમાર શ્રી જસવંતસિંહજી એ. કલા છડી સ્વારીથી તે નામદારને ઘણા માન સાથે લાવી તે નામદારને પોતાની હુશીઆરી બતાવી ઇંગ્રેજીમાં માનપત્ર વાંચી ઘણા ખુશી કર્યા હતા અને તે નામદારે પોતાની ખુશાલીમાં કુમાર શ્રી **જસવંત સિંહને** રૂ. ૧૫૦૦ પંદર સેંનુ ઇનામ આપ્યું હતું. તે ઈનામની કુમાર સાહેબે પોતાના સઘળાં માણસોમાં વેચણી કરી હતી. આ વખતે કુમાર શ્રી જસવંત સિંહજીની ઉમર આશરે ૧૧ વર્ષની હતી એટલી ટુંક વયમાં તેમણે જે ચંચળતા બતાવી તેમનો આ

એક જાહેર દાખલો છે આ પ્રમાણે તેમની ચાલાકી
ના સંખ્યા બંધ દાખલાઓ જાહેર છે તે આ જગો
એ લખતાં ઘણું લંબાણ થાય તેથી લખ્યા નથી.

## કુમારશ્રી જશવતસિંહજીની સીતળાની તથા દાવલસાની માનતા.

મહારાજા જામશ્રીએ પોતાના કુમારશ્રીની માનતા
માટે સર્વ કુટુંબને રાજી રાખવા તેઓ સર્વને સાથે
લઇ એટલે જનાનાં સહીત પોતાનાં મહાલ કાળાવડ
માં સીતળાની માતનાએ જઇ ત્યાં કુમારશ્રીની કોરી-
થી તુલા કરી તે ધન ત્યાં બ્રાહ્મણો વિગેરેને આપી
ત્યાં એક ધર્મશાળા બંધાવી ઘણુ ધર્મ કરી પાછા
જામનગર પધાર્યા એજ પ્રમાણે આંબરણમાં પણ
દાવલસાએ જઇ ત્યાની માનતા પુરી કરી ત્યાં પણ
ઘણું દ્રવ્ય ખરચી મોજ માણી પાછા રાજ્યધાનીમાં
પધાર્યા હતા.

## કુમારશ્રી જશવતસિંહજીનો પ્રથમ મુબઇ પ્રવાસ.

કુમારશ્રી જશવતસિંહજીને પ્રથમ મુંબઇ પ્રવાસે
જવાની ઇચ્છા થવાથી તેમણે તેમના પિતાશ્રી મ-
હારાજા જામશ્રી વિભાજીને તે ઇચ્છા જણાવતાં

તેમણે કુમારશ્રીને પ્રવાસે જવા પોતાના વિશ્વાસુ ખાસ માણસને નીમ્યા. કુમારને પ્રજા સંરક્ષણ આદિ શિક્ષણ આપવા જામશ્રીને અત્યંત કાળજી હતી, કારણ કે પ્રવાસથી શાશા ફાયદા છે તે નામદાર મહારાજા જામશ્રી વિભાજી ઘણી સારી રીતે જાણતા હતા. તે વિષે એક સંસ્કૃત કવિ-લખે છે કે--

तीर्थानामवलोकनं परिचयः सर्वत्र वित्तार्जनं ॥
नानाश्चर्य निरिक्षणं चतुरता बुद्धेः प्रशस्तागिरः ।
एते सन्ति गुणाः प्रवास विषये ॥

પ્રવાસમાં આટલા તો મુખ્ય ગુણ છે કે, તિર્થનું અવલોકન, વિવિધ મનુષ્ય સાથે પરિચય, વિત્તાર્જન, વિવિધ આશ્ચર્ય, નિરીક્ષણ, બુદ્ધિની ચાતુરતાની વૃદ્ધિ, તથા વાણી પ્રશસ્તા વધે છે.

વલી કહેલ છે કે—

गेहे तिष्टन्कु मतिरलसः कूप कूर्मैः सधर्मा ।
किंजानीते भुवन चरितं किंसुखं चोपभुङ्क्ष ॥

ઘરમાં પડી રહેલ કુમતીવાન આળસુ કુવાના દેડકા જેવોજ રહે છે, કારણ અખિલ ભુવન ચરિત્રને તે ક્યાંથી જાણે, અને વિવિધ સુખ ક્યાંથી

ભાગવે આમ પ્રવાસની શ્રેષ્ટતા કહેલ છે. કારણ કે મનુષ્યને ઝવેર સાથે મુકાબલો કરીને તેની આ દુનીયામાંના અન્ય પ્રાણીઓ શ્રેષ્ટતા બતાવી છે; અને ઝવેરને ઓપ આપવાથી જેમ તેની કીંમત વધે છે, તેમ પ્રવાસથી મનુષ્યની કીંમત વધતી જાય છે જેથી એ ઓપજ છે. તેમજ એક ગ્રંથકાર લખે છે કે—

विद्या वित्तं शिल्प तावन्नाप्नोती मानवः सम्यक,
यावद्व्रजति न भूमौ देशादेशांतरं हृष्टः

જ્યાં સુધી મનુષ્ય પ્રસન્ન થઇને પૃથ્વીના એક દેશથી બીજે દેશ જતો નથી ત્યાં સુધી વિધા, ધન, તથા કળાને સારી રીતે પામતો નથી, આમ પ્રદેશ જવું સુખકર છે, તે આપણને સિદ્ધ થઇ ચુક્યું છે. કેમ કે "પ્રદેશ એ અનુભવ શાળા છે, ખરી પણ જે દેશમાં જવું તેની ભાષા જાણતા હૈયે તોજ" આમ પ્રદેશ જવા તયાર થએલા કુમારશ્રી પોતે આનંદમાં હતા એથી પોતા સાથે ચાલવા રાજ્યના મોટા અમલદારોમાંથી મે. કરશન પુંજાણી, મે. મેકલન્ડ સાહેબ. ડાકટર દાદાભાઇ ખ

રસોઇજી અને ટયુટર તરીકે મે. હરગોવિંદ હરના-
રાયણ આદિ બીજાં સો સવાસો માણસો સહીત પ-
ધાર્યા. જામનગરથી સને ૧૮૫૦ ના પોષ માસમાં
પધાર્યા રવાના થઇ રાજકોટ, વઢવાણ, અમદાવાદ,
વડોદરા અને ત્યાં માન અકરામ પામી, સુરત
જોઈ મુંબઇ આવતાં જેનું વર્ણન આપણાથી જોયા
વના નજ થાય, તે શેહેરને લોકો હિંદુસ્તાનનું પા-
રિસ કહે છે, મુંબઇ શહેર જોઇ આવેલા મારા મિત્રો-
એ મને તે સંબંધી હકીકત કહી, તે સાંભળી મને
ઘણોજ હર્ષ તથા આશ્ચર્ય થયું હતું. મુંબાઇની ભુમી
ઉપર પગ મુકતાંજ હાલાઇ તથા કચ્છી ગ્રહસ્થોનો
મોટો મેળાવડો [illegible] [illegible] [illegible] તેણે તેમને ઉ-
[illegible] અંગીકાર કર્યા, તે પ્રજા પોતાના ભવિષ્યના
રાજાના દર્શનની ઉત્સુકજ હતી. તે કુમારના માનાર્થે
મળેલા મ્હોટા મ્હોટા શેઠીઆઓની મુલાકાત લીધી
હતી, અને તે કુમારને ઘણા આદરભાવથી માન
આપ્યું હતું. બાદ કુમારશ્રી માહાલક્ષ્મીજી પોતાના
ઉતારાપર શેઠ દામોદર ઠાકરશી મુળજી જસવી ઓફ
પીપીસન બંગલામાં પધાર્યા બાદ બીજે દિવસે તે-

ઓએ મુંબઇના ઘણાંક ખાતાઓની મુલાકાતો લીધી હતી. ઘણાં ઘણાં જોવા લાયક ને પ્રખ્યાત સ્થાનો જોયાં હતાં. કેટલાક યુરોપીયનોની તેમજ દેશી ગ્રહસ્થોની મુલાકાતો લીધી હતી, અને એ શિવાય મુંબઇની નવી નવાઇઓ નિર્ખિ હતી એટલુંજ નહી, પરંતુ તેમણે મુંબઇના કેટલાંક જાહેર ખાતાંઓ, તેમજ ખાનગી મીશનો વિગેરેમાં પોતાની ઉદારતા દરશાવી હતી, અને તે પછી તે કુમાર પોતાના વતન જામનગર તરફ વીદાય થયા હતા.

ત્યાર બાદ પોતાની બાલ્યા વસ્થામાંજ પોતાના શીર છત્ર જામશ્રી વિભાજી સાહેબના હાથ નીચે રહી રાજ્ય ફેળવણી તથા રાજ્ય નિતીના કામમાં બહુજ બારીકીથી કુશળતા મેળવી હતી આ વખતે તેમની ઉમ્મર લગભગ બાર વર્ષને આશરે થઇ હતી

## મહારાજા જામ શ્રી સર વિભાજી સાહેબનો સ્વર્ગવાસ.

### ગીતિ.

નથી જીવતા કે.ચે, વિક્રમ ભોજ કરણનૃપ આપણે
તો પણ કિર્તિ શરીરે, જાહીર જેને જગતબધું જાણે

આ અરસામાં તેમના પિતા પાશ્ચિમ ધરાધિપતી, યદુવંશીયોના તિલકરૂપ. સર્વ રાજાઓના છત્રરૂપ, જાડેજાઓના મુગુગ રૂપ, દાતારોમાં શિરોમણી મહારાજા જામશ્રી સર વિભાજી બહાદૂર કે, સી, એસ, આઇ, પોતાની ૬૯ વર્ષની સીરૂવાતમાં એટલે સંવત ૧૯૫૧ ના વૈશાક સુદિ ૪ રવીએ ૪૩ વર્ષ રાજ્ય ભોગવી સાંજના પાંચ વાગતાં દરબાર ગઢમાં આવેલા પોતાના ભવ્ય અને વિશાળ મકાનમાં આ ક્ષણ ભંગુર દેહનો ત્યાગ કરી દેવલોક પામ્યા. અહાહા ! ! લખવાને દિલગીરી ઉપજે છે કે, સૂર્યવારરે દિવસે સૂર્યસ્ત થયો એટલે જડ દેહનો ત્યાગ કર્યો. અનાથોને સંતોષનારા, ગરીબોને નવાજનારા, હજારો બલકે લાખો કુંટુબોના આશ્રય દાતાને આજે મૃત્યુ હરી ગયો; પણ આ દુનીઆમાં જે પુરૂષની જરૂર છે, તેની જરૂર બીજી દુનીયામાં કાંન હોય, મહાન અને સુરી પુરૂષ કોને ન ગમે! તેમના સ્વર્ગવાસના ખેદકારક ખબર અચાનક સાંભળતા, પ્રજા વર્ગમાં ભારે ગમગીની ફેલાઇ, અને ભારે હાહાકાર વર્તાઇ રહ્યો. દયાર્દ્ર ચિતે લોક દીનવાણી બોલવા લાગ્યાં, હામ અને કામ છોડી દઇ ટોળે ટોળાં આમ તેમ ફરવા લાગ્યાં, અને

સર્વત્ર શોક છાયા છવાઇ રહી, નર નારીઓ નગર પતિના દેહને અગ્નિ દાહ કરવા લઇ જવા માટે રાજ્ય રીતી પ્રમાણે મોટા દબદબાથી આ ભયંકર વેળા એ ઘણી મોટી અને અસાધારણ તથા કોઈ પણ હિંદુ યા મુસલમાન ગૃહસ્થના મૃત્યુ વખતે નહીં મળેલી એવી મોટી ઠઠ મળી હતી. તમામ કોમ પોતાનાં રાજ્ય કર્તા શીર છત્રના છેવટના માન ખાતર અનહદ દીલગીરી સાથે એકઠા થયા હતા. આ ગંભીર દેખાવ ભારે ગમ ઉપજાવતો હતો તેમની શોક લાગણી માટે તેજ વખતેથી આઠ દિવસ સખ્ત હડતાલ પાડવામાં આવી હતી, એટલે સર્વ પ્રજાએ ધંધા બંધ કર્યા હતા. સારી અથવા નઠારી કિર્ત્તિ લઇ જતા પ્રાણીની સાથે કોઇ જતું નથી. જાય છે માત્ર સત્કીર્ત્તિ કોણે ધાર્યું હતું. કે નૌતમપુર પ્રજા પાળક અદ્રસ્ય થશે કોણે ધાર્યું હતું. કે નવાનગર સંસ્થાનનો સર્વનાશ થશે, કોણે ધાર્યું હતું કે કાઠિયાવાડના નૃપતિઓનો આશ્રય તૂટી પડશે, અને કોણે ધાર્યું હતું કે રાજ્ય મેહેલ બંગલા તથા જનાનાની રાણીઓ અને પ્રજા ધણી વગરનાં થશે અને લાડકવાયા

રાજકુમાર પિતા વગરના થશે. સર્વથા કાળની ગતિ અચિંત્ય અને અબાધ્ય છે. જામશ્રી વિદાયગીરીથી પ્રજાનું તો ભારે દુર્ભાગ્ય ત્યારે તેના પુત્રની દીલગીરીની તો શીવાત! કારણ કે રૂતુધ્વજે પોતાના પિતાના મૃત્યુથી કહેલ છે કે

येतुबाल्यात्प्रभृत्येव विना पित्रा कुटुम्बिनः
ते सुखास्वाद विभ्रंशान्मन्ये धात्रेव वंचिताः

" જેને બચપણથી પિતાના સ્વર્ગવાસને લીધે કુટુંબનો ભાર માથે આવી પડેલો છે તેને સર્વસુખ કદાચ મળે છતાં તેનો આનંદ તેને મળતો નથી. અને મારૂં તો એમ માનવું છે કે વિધાત્રાએ તેને જન્મ આપી ઠગ્યા છે. " આ વાત કેટલે અંશે ખરી છે તે જેને પિતા નહોવાથી કુટુંબ ભાર માથે આવી પડે તેજ જાણે છે. તો જે મહા પુરૂષને માટે આપણે સૌં એમજ કહેતા હતા કે-

जायंतेच म्रीयंतेत्र मद्विधाः क्षुद्रजन्तवः
पराथबद्ध कक्षाणां त्वादृशामुद्भवः कुतः

અમારી જેવા ઘણા બીજા ક્ષુદ્રપ્રાણી જીવે છે ને મરી જાય છે પણ આપ ( જામશ્રી વિભાજી )

જેવા મહાન પુરૂષ જેઓ પારકાના ઉપકાર માટે કેડબાંધી તૈયાર છે તેઓનો જન્મ આ પૃથ્વી ઉપર કદાચજ થાય છે. તેવા મહાન પુરૂષ જેવા પિતાની ખોટ તેના પુત્ર તથા કુટુંબને તેમજ પ્રજાને કેમ નહીં વરતાય ?

અરેરે, જે મહારાજાએ અસંખ્ય મનુષ્યોને અનેક પ્રકારના આશ્રમો આપી તથા સંકટો-માંથી મુક્ત કરેલાં છે તે નૃપતીને આજ કોઈ પણ કાળજવરના પંચામાંથી બચાવવા સમર્થ થયું નહી. ગમેતે વૈદ્યને ત્યાં જાઓ, ધન્વં-તરિને શોધી કહાઢો જંગલોમાં આથડો, પર્વતોમાં ફરો, પાતાળને ઉથલાવો, સ્વર્ગમાં જુઓ પણ તૂટીની બુટી કયાંય મલનાર ન . શ્રી કૃષ્ણ ભગવાન ગી-તામાં કહે છે કે- जातस्यहि ध्रुवोमृत्युः પરંતુ આવી રીતે અચાનક જામશ્રી વિભાજીના જવાથી મોટો શોક પસરી રહ્યો,ચારે તરફતાર ફરી વળ્યા અનેહાહાકાર વરતાયોપ્રજા બબે ઘડી તો તે ખબર ખોટી માનવા લાગ્યા પણ અરે ? પડતીના સમયમાં મનુષ્યના આવાં સુભાગ્ય કયાંથી હોય.કે આવી ખબરો ખોટી

પડે. વિભાજી જેવા નૃપના જાવાથી આજ આર્ય મંડળમાં સૂર્યાસ્ત થયો અને કાઠિયાવાડના રાજ્ય સ્થાનોમાંથા કોહિનુર જેવા ઉત્તમ હીરાની મોટી ખોટ આવી પડી અરેરે ? જેને એકવાર પણ તે ભવ્ય નૃપતિની મૂર્તિનાં દર્શન થયાં હશે તેને પણ ક્ષણેક્ષણે તેના અનુપમ ગુણો યાદ આવી અપાર શોક સાગરમાં નિમગ્ન કરે તો જેમણે લાખો માણુસનાં લાલન પાલન કરેલાં હોય તેવા અસંખ્ય મનુષ્યોના મન શોક નિમગ્ન થાય એમાં શું આશ્ચર્ય : પણ· बलीयसी केवलमीश्वरेच्छाः એ નિયમ પ્રમાણે દૈવગતિ અને કાળ ચક્રની નિરૂપાયતા મનમાં ધારી ધૈર્યનું અવલમ્બન લઇ હે ? પ્રભુ મહારાજા જામ જેવા પ્રૌઢ પુરૂષના પવિત્ર આત્માને સદૈવ અક્ષય સુખ આપી હમેશાં તારા ચરણુમાં રાખજે એવી દીન પ્રજાની પ્રાર્થના છે.

## ગીતિ.

એજ જગતમાં જીવ્યો, જેણે કિર્તિવિજય માળધારી;
એજ દીવ્ય આત્મા છે, એજ સર્વમાં ઉત્તમ અવતારી.

મહારાજા જામશ્રી વિભાજીના અકાળ મૃત્યુથી કાઠિયાવાડ, ગુજરાત અને હિંદુસ્તાનમાં ઠામે ઠામ

જે દિલગીરી ફેલાઇ હતી. તે ઉપરથી મહારાજાઓ. રજવાડાઓ, યુરોપિયનો, દિવાનો, અમીરો, ગ્રહસ્થો અને સર્વ પ્રજાઓના તરફથી પોતાની શોક લાગણીના તારો અને દિલગીરીના પત્રો અસખ્યાત આવ્યા હતા. તેટલુંજ નહી પણ તેઓમાં ઘણા શેહેરોમાં સખ્ત રીતે હડતાલો પાળવામાં તથા હાદીસો બંધ રાખવામાં આવી હતી.

આપણા પ્રજા પ્રિય પૃથ્વીપતિ પ્રત્યે પોતાની વફાદારી બતાવવા જામનગરની સમગ્ન પ્રજાએ તેમના શોક દયક મરણને માટે પોતાતરફની દિલસોજી જાહેર કરવા તથા ૨૨ વિભાજી સ્મારકફંડ ખોલવા માટે અહીના નગર શેઠ હરખચંદ ડાણાની સહીથી નિકળેલી ચીઠીઓ મારફત તા. ૫-૫-૯૫ ને રોજ ભીડભંજનના દરવાજા પાસે જતાં ડાબા હાથના મ્હોટા મેદાનમાં ઉભા કરેલા બે મોટા સમીયાના નીચે એક ગંજાવર સભા મળેલી હતી.

ચાર વાગે કામ શરૂ કરવાના ખબર ફેલાવા છતાં ઉભરાઇ જતી લાગણીને લીધે પ્રજા વર્ગે દીવસના અગીયાર બજ્યાથી આવવું શરૂ કર્યું હતું

ટાઇમ થતાં સભા સ્થળમાં તસુપુર પણ જગ્યા ખાલી રહેવા પામી નહતી. સર્વ જોઇ તથા સાંભળી શકે એવો એક માંચડો વચ્ચોવચ બોલનારને માટે ગોઠવવામાં આવ્યો હતો. શરૂવાતમાં ભટજી શ્રી ત્રીકમલાલજીએ દરખાસ્ત મૂકતાં અને શેઠ અબદુલ્લ કરીયે તેને ટેકો આપતાં પ્રેસીડેન્ટનું પદ શેઠ ટેમુલજી મચારજીને આપવામાં આવ્યું હતું, પ્રેસીડેન્ટના તરફથી તેના પુત્ર અરદેશર ટેમુલજીએ સભાનો ઉપકાર તથા સભામાં હવે કોણ કઇ કઇ બાબતપર બોલવાના છે તે વાંચી સંભળાવ્યા પછી અનુક્રમે વકીલ દયાશંકર ભગવાનજી, મી૦ વેણીશંકર સાનશંકર બી. એ. ભટજી મણીશંકર વિઠલજી, શાસ્ત્રી કાશીભાઇ હરીશંકર, શાસ્ત્રી નારાયણજી મૂળજી, કવિ દુર્લભદાસ રધામજી ધ્રુવ અને કવિ ભગવાનજી રામજી એઓએ પોતાના અસરકારક શબ્દોમાં મરહુમ મહારાજાની ગુણ સ્તુતી કરી તેમના આત્માની શાંતિ ચાહી હતી, આ વખતે સભામાં પથરાએલી શોકનું વર્ણન એક બાહોશ કવિની કલમ પણ માંડ માંડ ચાલી શકે એવો દેખાવ થઇ રહ્યો હતો

તે પછી મહારાજાના કુટુંબપર દિલસોજીનો પત્ર મોકલવા ઠરાવ થયો અને ત્યારબાદ વકીલ રામકૃષ્ણની દરખાસ્તથી અને તેને માનવંતા શેઠ કુંવરજી કોયાજી તરફથી ટેકો મળવાથી સર વિભાજી સ્મારક ફંડ ખોલવામાં આવ્યું. જેમાં તે વખત રૂપિયા ૧૧૦૩૮ અને કોરી ૯૦૬૨૫ એટલી રકમ ભરાઇ ગઇ હતી. તે પછી એ ફંડની વ્યવસ્થા કરવા માટે નીચે મુજબ મેનેજીંગ કમીટી નિમવામાં આવી.

**સર. વિભાજી સ્મારક ફંડની મેનેજીગ કમેટી.**

**પ્રેસીડેન્ટ વૈદ્યરાજ ઝંડુ વિઠુલજી ભટજી.**

સેક્રેટરી વકીલ નવલશંકર વિ. સુંરજશંકર

,, શાહ જેસંગ સુંદરજી

ટ્રેઝરર શેઠ નારાણજી દયાળજી.

,, શેઠ અબદુલ કરીમ.

મેમ્બરસ ભટજી શ્રી ત્રીકમલાલજી ગોપાલ ભટજી.

,, શેઠ ટેમુલજી મયારજી મીરઝાં.

,, મે. કેશવલાલ મણીશંકર સરન્યાયાધીશ.

,, વકીલ જુગતરાણુ પ્રભાશંકર.

,, સૈયદ અકબરશાહ.

,, વોરા દાઉદજી ગુલામહુશેન.
,, ચીફ મે. ઓફીસર દાદાભાઇ ખરશેદજી.
,, વકીલ દયાશંકર ભગવાનજી.
,, વકીલ નરભેરામ કાળીદાશ.
,, વકીલ ગોરધનદાસ મોરારજી.
,, નગર શેઠ હરખચંદ ડાહ્યા.
,, હાઇસ્કુલના હેડ માસ્તર સાહેબ ખંડુભાઇ.
,, મે. દાદભા મુગજી.
,, શાહ મોતીચંદ રતનશી.
,, મી૦ મોરો ગંગાધર ગોખલે.

ઉપર પ્રમાણે મેનેજીંગ કમીટી નિમવામાં આવી અને ત્યાર પછી સભા બરખાસ્ત થઇ હતી. પાછળ એ ફંડમાં ૧૪૧૦૪ રૂપિયા તથા ૮૩૪૭પા કોરી એ પ્રમાણે કુલ રકમ થઇ હતી. હાલમાં મેનેજીંગ કમીટીની દેખરેખ નીચે એ ફંડ ઉઘરાવવાનું કામ ચાલે છે અને ત્યાર બાદ તેની વ્યવસ્થા મેનેજીંગ કમીટીના સર્વાનુમતે એ મહારાજાની યાદગિરી હમેશાં કાયમ રહે એવા કોઇ પણ ઉત્તમ કાર્યમાં થવાની છે.

મહાન્ મહારાજા જામશ્રીનાં ખેદકારક અકાળ મૃત્યુના સમાચાર ફરતાં એક અવાજે જગતે તેમના

શોક પ્રદર્શિત અભિપ્રાયો ઇંગ્રેજી, ગુજરાતી, મરાઠી વિગેરે રોજંદાં, અઠવાડીક અને માસીક વર્તમાન પત્રોએ દર્શાવ્યા હતા, તે સાથે તેની મહાન ઉદારતા અને ઉજવળ કારકીર્દિના સ્વર્ગવાસ પછી તેમના શોકની પણ કેટલીક કવિતાઓ અને "વિરહ" બાવની, બત્રીસીઓ અને વૃતાંતોના ખેદ કારક નાનાં નાનાં પુસ્તકો ઘણાં બહાર પડેલાં છે, આ સર્વ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે મહારાજા જામશ્રીની લોક પ્રિયતા અત્યંતજ હતી એ ખુલું છે,

જામશ્રીનાં દાનવીર પણાની ખ્યાતી સાંભળી બીજા રાજાઓ ભેચક થઈ જતા. જો ઝાડનાં પાંદડાં ગણાય, મેઘના છાંટા ગણાય અને સમુદ્રની લહેરો ગણાય તો જામશ્રી વિભાજીનાં પ્રજા હીત કાર્યો ગણાય, આવાં સત્ કર્મોથી અવિચળ નામ રાખી ઉપર જણાવેલ દિવસે વૈકુંઠ વાસ કર્યો. આ વખતે જગતમાં હાહાકાર વર્તાઇ રહ્યો અને સર્વે કહેવા લાગ્યાં કે " હે પરમેશ્વર ? તારા ઘરની સામે કોઇનું જોર નથી " એમની પછવાડે વેદ શાસ્ત્રની અને રાજ રીત પ્રમાણે ક્રિયા કરી ઘણું પુણ્ય કર્યું.

બ્રાહ્મણોની ઘણી ચોરાશીઓ અને સઘળાં વાનાની મિઠાઇઓ કરી શેહેરની અને બહારથી આવેલી સર્વ કોમોને જમાડી. સંતુષ્ટ કરી

## કુમારશ્રી જશવસિંતહજીનો રાજ્યાભિષેક સભા.

ત્યાર બાદ મરહુમ મહારાજા કરી ગએલ ઠરાવને અનુસરી સંવત ૧૯૫૧ના વૈશાક વદ ૨ શુકરવાર તા. ૧૦ મે સને ૧૮૯૫ના રોજ સવારના આઠ વાગતાં મેહેરબાન પોલીટીકલ એજંટ હેનકાક સાહેબે કુમારશ્રી જશવતસિંહજી સાહેબનો રાજ રીત કરી હાથ પકડી સિંહાસન ઉપર બેસાડી રાજ્યની તલવાર ધારણ કરાવી એટલે તખ્ત નશીન થયા તેથી પ્રજાના હર્ષની સિમા રહી નહીં તે વખતે ઇંદ્રની સભા સમાન કચેરી ભરી તેમાં અમીર ઉમરાઓ, શુરવીરો તથા મંત્રીઓ વિગેરે આવી હાજર થયા હતા, ચોપદારો નકીબ પોકારવા લાગ્યા, ભાષણો થવા લાગ્યાં, મહોરો તથા રૂપીયા વિગેરે નજરાણાં તથા નુછાવરો થવા લાગી, તોપોના બહાર થવા લાગ્યા અને જામ જશવતસિંહજી ઇંદ્ર સમાન સોભવા લાગ્યા. ત્યાં કવિ-

ઓ કવિતાઓ બોલી કીર્તિ કરવા લાગ્યા તેમને કરણ સમાન દાતાર જામશ્રી જશવંતસિંહજીએ ઘણું ઘણું દ્રવ્ય ઇનામમાં આપી સંતુષ્ટ કર્યા એ પછી સર્વ ગૃહસ્થો મહારાજા જામ સાહેબ જશવંતસિંહજીને મુબારકી આપી અને રાજ્યસ્થાનોનાં માણસોએ પોશાકો આપ્યા તેમજ દેવ મંદીરો તથા બ્રાહ્મણો તરફથી આશિર વચનો અપાયાં એ પછી એ. પો. એ. સાહેબેડુંક ભાષણ કર્યું અને વસ્તીએ માન પત્ર આપ્યું. તેનો નામદાર મહારાજાએ નીચે પ્રમાણે ઉત્તર વાળ્યો તે અહીં દર્શાવું છું.

મારા મરહુમ પિતા મહારાજા જામ સાહેબ શ્રી વિભાજી. કે. સી એસ. આઇ. કે જેના કૈલાસ વાસ થવાથી સર્વ કોઇને દિલગીરી થઇ છે, તેમની ગાદી ઉપર મને બેસાડવા સરકારે. પોતાના પ્રતિનીધી તરીકે આપ સાહેબને આંહી મોકલવાથી મારા ઉપર ઘણો જ ઉપકાર કર્યો છે. નામદાર ગવરનર સાહેબે આપ સાહેબ જેઓ મારા પિતાના ખરા દોસ્ત છો તેમના માન ખાતરતારથી દિલગીરી બતાવી તેથી મને તથા મારા કુંટુબને ઘણો દીલાસો મળ્યો છે. હું લાયક

ઉમરનો થાઉં ત્યારે રાજ્ય ચલાવવાની જોખમવાળી ફરજ બરાબર બજાવી શકવાને લાયક થાઉં તેને માટે યોગ્ય કેળણી આપવા મારા પુજ્ય પિતાએ મેહેનત લેવામાં અથવા ખરચ કરવામાં કાંઈ પણ બાકી રાખ્યું નથી અને હવે તે કેળવણી પુરી કરાવવાનું, નામદાર અંગ્રેજ સરકાર ઉપર રહેલું છે. મને ભરોશો છે કે, મારી સગીર ઉમરના દરમિયાન સરકાર મારા રાજયનો રાજ્ય વહીવટ ચલાવવા યોગ્ય ગોઠવણુ કરશે કે જે ગોઠવણથી મારી રૈયતને સંતોષ થાય, મેહેરબાન કરનલ હેન્કાક સાહેબ, આપ સાહેબ પોલીટીકલ એજંટ તરીકે, આ પ્રાંતના લાંબી મુદતના અનુભવી અમલદાર તરીકે, તેમજ મરહુમ મહારાજા જામ સાહેબના ખાસ મીત્ર તરીકે, સારી રીતે વાકેફ છો કે રૈયતના કલ્યાણની તેમને ઘણીજ કાળજી હતી અને તેમની રાજયનીતિ પિતૃ ભાવથી રાજનીતિ હતી મને ખાત્રી છે કે, એ તેમની વસ્તીને સુખ મળે એવી રાજયનીતિ ઇંગ્રેજ સરકાર ચલાવશે મને ભરોશો છે કે ગમે તે અમલદારની નિમણુંક કરવામાં આવશે તો પણ તે અમલદાર તેમના ભરોસાને લાયક અને પાત્ર થશે.

મારા પ્રીય પિતાશ્રીના દેવલોક થવા ખાતે, તથા તેમની ઉદાર પ્રકૃતિ અને સખાવતમાં તેમની પ્રખ્યાત મનોવૃતિ બાબત, આપ સાહેબે આપના ભાષણમાં જે દીલાસાના શબ્દો વાપર્યા. તે ખાતે હું આપનો ખરેખરો ઉપકાર માનું છઉ.

મારી પોતાની બાબતમાં, હું આપ સાહેબને ખાત્રીથી કહુછું, કે જે સદ્‌ગુણો તથા રાજ્ય લાયકી- નાં ચિન્હો મારામાં હોવાં જોઇએ. એમ આપ સા- હેબેજે ઇચ્છા બતાવી છે, તે સંપાદન કરવા હું પુરતી કાળજી રાખીશ.

આ મારૂં ભાષણ પુરૂં કરતાં પેહેલાં આ પ્રસં- ગને શોભા આપવા માટે, આપ સાહેબ વેરાવળથી આહી તસ્દી લઇ પધાર્યા તે ખાતે આપ સાહેબનો ખરા અંતઃકરણથી હું ઉપકાર માનુંછઊ. તેમજ બીજા લેડી સાહેબો તથા ગૃહસ્થો જે આમને મારા પુર્વ જોની રાજ્યગાદી ઉપર બેસારવાની આ ક્રિયા થતી જોવાને અહિયાં પધાર્યા છે તેમનો સર્વેનો પણ હું અત્યંત ઉપકાર માનુંછઊ.

આ સરવે કામ સમાપ્ત થયા પછી અતર ગુલાબઅને

પાનસોપારી અપાઇ, તોપોના બહાર થયા એડવાજા વાગ્યાં અને અતિ ઉતસ્છાહમાં સભા વિસર્જન થઇ અને પોતે માતુશ્રી આદિને વંદન કરવા પધાર્યાં.

મહારાજા જામશ્રી જશવતસિંહજી રાજ્યસન ઉ-પર બીરાજ્યા પછી ટુંક મુદતમાં રાજકોટ રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાશ કરવા પધારવા તજવીજ કરવા લાગ્યા.

## એડમીનીસ્ટેટરનું આગમન અને મી. મગનલાલ બાપુજીની વિદાયગીરી.

દિવાન મી૦ મગનલાલ બાપુજીએ મહારાજા જામ શ્રી વિભાજીના સ્વર્ગ વાસથી તે શ્રાવણ માસ લગી ચાર માસ સ્વતંત્ર કામ કર્યું અને તે પછી રાજ્યની સઘળી લગામ મહેરબાન એડમીનીસ્ટેટર સાહેબ મે. ડબલ્યુ. પી. કેનેડી સાહેબે તા. ૩૧ જુલાઇને રોજ સંભાળી તે પછી તેઓના તાબામાં રહી દિવાનની જગ્યાનું કામ કર્યું અને તા. ૬-૨-૯૬ ને રોજ નામદાર બ્રિટીસ સરકાર તથા મહારાજા જામ સાહેબની લાંબી મુદત સુધી નેકનિષ્ટ અને

પ્રમાણીક પણે નોકરી કર્યાના બદલામાં ઘણું સારૂ પેનશન લઈ પોતાના વતન ભાવનગર તરફ માન સહિત પધાર્યા

એડમીનીસ્ટ્રેશન ખાતુ નીમાયા પછીનાં તેઓ સાહેબના વખતોમાં થએલાં રાજ્યકીય અને પ્રજા હિતેચ્છુ સઘળાં કાર્યો અનુક્રમે અત્રે દાખલ કરવા જરૂરનું છે પણ તે વીગતવાર નહીં મળીશકવાથી તે પાછળના ભાગમાં દાખલ કરવામાં આવ્યાં છે જે ઉપર વાંચનાર સદ્ગ્રહસ્થો ધ્યાન આપશોજી.

## જામશ્રી જશવતસિંહજીનો રાજકુમાર કોલેજમાં વિદ્યાભ્યાસ

મહારાજા જામશ્રી જશવતસિંહજી પોતાના પિતાશ્રી સર. વિભાજીની ઉત્તર ક્રિયા થઇ રહ્યા પછી તુરતમાંજ એટલે સંવત ૧૯૫૧ ના જેષ્ટ માસની સુદિ ૨ મંગળવાર તારીખ ૫ જુને રાજકોટ રાજકુમાર કોલેજમાં વિદ્યાઅભ્યાસ અર્થે પધાર્યા. આથી પ્રજાના મનમાં અત્યંત ઉત્સાહ સાથે થયું કે રાજકુમાર કોલેજમાં વિદ્યાનો લાભ લેશે અને તેથી ભવીષ્યમાં સારાં ફળો થવાનાં છે તેની આ પ્રથમ

શરૂઆતથી આપણામાં સંતોષ અને શુભ આશા બાંધવાનાં આ શુકનો છે. સહુ એમ કલ્પવા લાગ્યાં.

મહારાજા જશવતસિંહજી આજ શુભ મહુર્ત જોઇ બ્રાહ્મણોને ઘણીક દક્ષિણા આપી પધારતાં તેમની સાથે તેમના ખાનગી શિક્ષક તરીકે રા० રા० મે० હરગોવિંદ હરનારાણ તથા બીજા અમલદારો અને હજુરીઓમાં ધનજીશાહ શોરાબજી, હાજીભાઇ અસમાલભાઇ મુસાહેબ તરીકે જમાદાર જીવાભાઇ બક્ષુર અને છાપીયા પરશોતમ લક્ષ્મીચંદ વિગેરે માણસો ૩૦ મહારાજાની સાથે હરહમેશને માટે ત્યાં ગયાં હતાં. મહારાજા જામશ્રી જશવતસિંહજી રાજકોટ પધાર્યા પછી તે સાહેબને કોલેજની રીત રીવાજની માહિતી આપવાને માટે અને કોલેજના પીન્સીપાલને મહારાજાના વિદ્યાભ્યાસ અર્થે ભલામણ કરવા નામદાર મોરબીના મહારાજા શ્રી સર. વાઘજી બહાદુર કે, સી. એસ. આઇ. પોતે આવી રાજકુમાર કોલેજના પીન્સીપાલ સાહેબને જામશ્રીને વિદ્યાભ્યાસ બાબત ભલામણ આપી તેઓ પાછા મોરબી પધાર્યા આથી મહારાજા જશવતસિંહજી ઘણા પ્રસન્ન

થયા અને તે મહારાજાને પોતે પ્રેમથી ઉપકાર માનવા લાગ્યા. ત્યાર પછી કેટલાક માસ કોલેજમાં અભ્યાસ ચાલ્યો ત્યાર પછી પરીક્ષાનો વખત નજદીક આવ્યો, મહારાજાએ મેહેનત અને બહાદુરીથી પોતાનો અભ્યાસ વધાર્યો અને પરીક્ષામાં બેઠા રાજકુમાર કોલેજમાં આવ્યા પછી આ તેમની પહેલીજ પરીક્ષા હતી. તો પણ મહારાજા પોતે બહુજ મહેનતથી ચડતે નંબરે પાસ થયા. પરીક્ષા થઇ રહ્યા પછી કોલેજમાં રજા પડી અને મોરબી પધાર્યા.

## મહારાજા જામશ્રી જશવતસિંહજીનો મોરબીનો પ્રવાસ.

રાજકુમાર કોલેજમાં રજા પડવાથી મહારાજા જામશ્રી જનાબ્જી જામનગર નહિ પધારતાં પોતાના ઉપર પ્યારની નજર જોનારા મોરબીના મહારાજા સર. વાઘજી સાહેબને તેમની લાગણીને લીધે તે નામદારને રૂડું મનાવવા મોરબીના મહારાજાને ત્યાં પ્રેમથી પરોણા થયા અને કેટલાએક દિવસો ત્યાં આનંદથી વિતાવી કોલેજની રજા પૂરી થતાં પાછા રાજકોટ રાજકુમાર કોલેજમાં પધારવા તૈયાર થયા. મોરબી ના

ઠાકોર સાહેબનું દિલ પોતાના મિત્ર મરહુમ સર. વિભાજીના વિયોગથી જે દુખાતું અને સર્વદા પોતે શોકમાંજ રહેતા તે આ પોતાના મિત્રના સુકુમારને નિરખી તથા તેની ચતુરાઇ, સદન શીળતા, નમતા, ધીરતા. વીરતા, ઉદારતા, અને વિદ્યાભ્યાસમાં ગંભીરતા જોઇ દિલ સર્વદા દુઃખાતુ હતું તે આજે કેટલે અંશે આ મહારાજાના ગુણોથી પ્રસન્ન થયું હશે!

મોરબી ઠાકોર સાહેબ સર. વાઘજીની બહુજ કૃપા સંપાદન કરી તેમની પાસેથી રજા લઇ પાછા રાજકોટ રાજકુમાર કોલેજમાં પધાર્યા. અહિં તે નામદારનો બીજા વર્ગમાં અભ્યાસ શરૂ થયો તે વખતે પણ મી. હરગોવિંદ હરનારાયણ પાસે મહારાજા સાહેબનો ખાનગી વિદ્યાભ્યાસ ચાલુહતો. આ વખતે મહારાજા જામશ્રી જસાજીની ઇંગ્લિશ બોલવાની પદ્ધતી ઘણીજ ઉત્તમ પ્રકારની હતી. અને તેઓ ઘણી સારી છટાથી બોલી શકતા, જેથી યુરોપ્યનો બહુજ આશ્ચર્યમાન થતા હતા. અહિ એટલે રાજકોટમાં મહારાજા પોતાના જુના નાગરવાડામાં આવેલા ઉતારામાં દરેક અઠવાડીએ ગામનાં

છોકરાંઓને એકઠા કરી દરેક નવી મોસમી ચીજો વેંચતા જેવા કરી બચારાં બાળકો રાજી થઇ મહારાજા સાહેબને અંતઃકરણથી આશિર્વાદ આપતાં હતાં. કેટલાએક તહેવારોમાં બ્રાહ્મણોને દક્ષિણા પણ આપવામાં આવતી હતી. આવું કેટલુંએક ખર્ચ તેમનાં માતુશ્રી જાનબાઇ તરફથી દેવામાં આવતું હતું. મહારાજા જામશ્રી જસાજીની વિદ્યાભ્યાસમાં ઘણીક તીવ્ર શક્તી હતી. અંગ્રેજી ગદ્યપદ્યાત્મક પાઠો શીક્ષકની પાસે માત્ર બે વખત અધ્યયન કરવાથી શુદ્ધ અને સરલ રીતે આવડી જતા. વળી પણ યુકિલડ જેવો કઠણ વિષય તે પણ માત્ર બે વખત વાંચવાથી સમજી જતા અને તે વિષય મોઢે કરી શક્તા કોલેજમાં સંસ્કૃત ભણવાની ફરજ નહોતી તો પણ પોતાના શિક્ષકના બોધથી તેમને શોખ થયો કે આ ભાષા આપણા ધર્મની છે એ કઠણ છે તો પણ તે ભાષા આપણે સંપાદન કરવી. તેમ વિચાર કરી સંસ્કૃત ભાષાનું શિક્ષણ શરૂ કર્યું. આવી રીતે કેટલોએક અભ્યાસ કરી વેકેશનમાં જામનગર આવ્યા.

મહારાજા જામસાહેબ જસાજી વતનમાં આવ્યા

પછી પણ પોતાનો અભ્યાસ જારી રાખ્યો હતો. વળી પણ મહારાજા સાહેબ સ્વધર્મ નિષ્ટ હતા પોતાના ધર્મ ઉપર આસ્થા હતી એટલુંજ નહિ પણ દરરોજ સવારમાં શ્રીમદ્ ભગવદ્ગીતાનો પ્રેમથી પાઠ કરતા હતા. તેમનાં માતુશ્રી જાનબાઇ પણ પોતાના કુમારની વિદ્વતા જોઇ બહુજ પ્રસન્ન થતાં તેમજ નેક નામદાર આજમ મહેરબાન લેફ્ટેનેન્ટ કરનલ ડબલ્યુ પી કેનેડી એડમીનીસ્ટ્રેશન સાહેબ પણ તેમના વિદ્યાભ્યાસના વધારાથી તેમ ઇંગ્રેજી બોલવાની છટાથી બહુજ પ્રસન્ન થતા. તે સાહેબ પણ જામસાહેબ પ્રત્યે કલ્યાણની ઇચ્છા દાખવતા હતા.

## મહારાજા જામશ્રીનું હવા માટે બાળાચડી પધારવું.

ઉનાળાની રજામાં બાલાચડી મુકામે હવા ખાવા પધારતા અને સમુદ્રની હવા તેમજ ત્યાં યુરોપનોના સમાગમથી બહુજ પ્રસન્ન થતા. પોતે પણ પોતાની ચાતુરી દર્શાવી તેઓને પણ ખુશ કરતા હતા આ એક મહારાજા જામ સાહેબની વતણુંક

તથા રીતભાતને માટે સારો અભિપ્રાય આપવાનું કારણ હતું. આ પ્રસન્નતા જોઈ મે. કેનેડી સાહેબે મહારાજા જામ સાહેબને રહેવા માટે દરેક પ્રકારની સગવડ વાળો બંગલો કરાવીદેવામાં આવ્યો હતો. તે આલાચડીમાં મહાદેવના દેવાલય પાસેના છેડા ઉપરની ટેકરી ઉપર કરવામાં આવ્યો હતો. બીજી સગવડ માટે એક (આઉટહાઉસ) બંધાવ્યું છે. ત્યાં મહારાજા સુવર વગેરેને શિકારે જતા અને વખતે (ગોલ્ફ) વિગેરે રમતો રમતા.

રજા પુરી થયા પછી રાજકોટ જવા તૈયાર થયા તે વખતે તેમના શિક્ષક મી. હરગોવિંદભાઇ રજા ઉપર હોવાથી અત્રેની રા. રા. ખંડુભાઈ ઇંદ્રજી કે જે હાલ આ સ્ટેટમાં એજ્યુકેશનલ ઇન્સ્પેકટર છે તેઓને પોતા સાથે તેડી ગયા. મહારાજા સાહેબનો વિદ્યાભ્યાસ જોઇ તેઓ બહુજ સંતોષ પામ્યા.

## જામનગર રાજકોટ રેલવેનું ખુલવું.

કેટલાએક વખત પછી जामनगर—राजकोट રેલ્વે કે જે રેલવેમાં બેસી હાલ આપણે કાઠિઆવાડ

માં સુખ રૂપ ફરીએ છીએ, તે રેલવેનો જામનગરથી રાજકોટ સુધીનો આરંભ મ.મહારાજાજામશ્રી**વિભાજી** કે. સી. એસ આઇ. ના હાથથી કરવામાં આવ્યો હતો કારણ કે રેલવેથી આ પ્રાંતના વ્યાપારની વૃધ્ધી થઇ, ને આપણા મુલકને ફાયદો થાય એમ ધારી સરૂ કરેલ પણ મરહુમ મહારાજા સ્વર્ગવાસ થતાં તે આજે પુરૂં કરવામાં આવ્યું હતું. પહેલ વહેલું જામનગરનાં **બેડી** બંદરે લાઇનનું કામ શરૂ થયું હતું. અને તારીખ ૮-એપ્રીલ ૧૮૯૭ ને રોજ પુરૂં થયેથી આજે દિને તે ગાડી ખુલી મુકવાનું કામ આ. મે. કાઠીઆવાડ પોલીટીકલ એજંટના હાથથી થવાનું હતું. આ પ્રસંગ ઉપર મહારાજા જામસાહેબ રાજકોટથી પધારવાના હોવાથી અત્રે તેમનાં માતુશ્રી જાનબાઇ તરફનો પોશાક લઇ જવા માટે ડબલ્યુ. પી. કેનેડી. ભાવનગર ટ્રાફીક સુપ્રીટેન્ડન્ટ સાહેબ બહાદુર અને બાઇશ્રી જાનબાઇના કારભારી છાપીઆ લક્ષ્મીચંદ રણછોડ આદિ બીજા રાજ્યવર્ગી માણસોની જામનગરથી એક ટ્રેન અલીઆબાડા સુધી સામી ગઇ હતી. તેમ બીજી ટ્રેન એક રાજકોટથી મહારાજા

જામશ્રી જસાજી સાહેબ આ. મે. પોલીટીકલ એજંટ અને તેની ઓફીસના સઘળા અમલદારો તેમ રા. રા. ખંડુભાઈ હિરજી. મુખ્ય વકિલ રા. રા. રૂપશંકર રાજારામ વગેરે કેટલાએક માણુસો હતાં. મહારાજા જામસાહેબને પોશાક આપી સૌ આગાડીમાં બેઠા.ત્યાર પછી પવન સમાન વેગ વાળી રેલવે અહીઆંથી રવાનાં થઈ અને જામનગર સ્ટેશન પર આવી. આ વખતે મે. પો. એજંટે રેલવે સંબંધી ટુંક ભાષણ કર્યું હતું. સ્ટેશન પૂર ભભકાથી શણગારવામાં આવ્યું હતું. ચારે દિશાએ ધ્વજાપતાકા ઊડી રહ્યાં હતા. તોપોના અવાજો થતા હતા.આ ક્રિયા વખતે જામનગરના કેટલાએક ગ્રહસ્થોને આમંત્રણો હોવાથી જામનગરની સઘળી પ્રજા તથા રાજ્યના નાના મોટા અમલદારો પણ હતા. આ વખતે એક મોટી સભા ભરવામાં આવી હતી. આ વખતે મહારાજા જામ સાહેબે પોતાની ઘણીક ઉદારતા દર્શાવી જે કોઇને રાજકોટ જવું હોય તેને આજ દિને મારી તી લઇ જવામાં આવ્યા હતા ફુલપાન વેંચાયા પછી તે મેલાવડો બરખાસ્ત થયો ને મહારાજા જામજસાજી પાછા રાજકોટ પધાર્યા.

# જામશ્રીને ટેનીસ રમતાં આંખ ઉપર બોલ લાગવાથી દવા માટે મુંબાઇનો પ્રવાસ.

રાજકોટ આવ્યા પછી એક વખતે મહારાજા સાહેબને રાજકુમાર કોલેજમાં ટેનીશ રમતાં આંખ ઉપર (બોલ) લાગવાથી મહારાજા સાહેબની આંખને ઇજા આવી હતી તેથી કરી તેની રાજકોટમાં સીવીલ સર્જન ડાકટરની દવા કરવામાં આવી હતી. ત્યાર પછી પાછા જામનગર પધારી ડાકટર નરશીભાઇની સારવારથી દવા કરતાં એમ વિચાર થયો કે હજી પણ જોકે કંઇ દોષ રહી જશે તો તે નુકશાની કરાથી વધશે. આથી મહારાજા જામસાહેબ પોતાના કેટલા એક ખાસ માણસોને સાથે લઇ મુંબઇ પધાર્યા આ વખતે મેં. એડમીનીસ્ટ્રેટર મી૦ ડબલ્યુ. પી૦ કેનેડી સાહેબ એઓ પોતે રજા લઇ પોતાના વતનમાં પધારત હતા તેથી તેઓ પણ સાથે મુંબઇ ગયા અને તેને બદલે એડમીનીસ્ટ્રેટર તરીકે મી. એસ. બી સાહેબ પધાર્યા મુંબઇ ગ્રાંટરોડ સ્ટેશન ઉપર ત્યાંના કેટલા એક કચ્છી તથા હાલાઇ ગ્રહસ્થો મહારાજા જામસાહેબની સામા તેમને માન આપવા

પધાર્યા હતા. અને સૌ સુવાકય પુષ્પોની વૃદ્ધિ કરવા લાગ્યા. અહિ મહારાજા જામસાહેબ કંબાલા હીલમાં (ઓલ્ટમાઉન્ટ) નામે ઓળખાતું મકાન છે તે મકાનનમાં મહારાજા જામસાહેબે ઉતારો કીધો. આ વખતે તેમની સાથે મી. ખંડુભાઇ, ઇંદ્રજી લક્ષ્મીચંદ રણછોડ છાપીયા, જીવાભાઇ વગેરે માણુસો હતા, તે મકાનની અડોઅડ મી. ટચ અને મી. સ્મીથનો બંગલો હતો, તેથી કરી મુંબઇમાં મહારાજા સાહેબની સગળી સારવાર મી. સ્મીથની હતી. મુંબઇમાં દરરોજ સવારે મહારાજા સાહેબ ડોકટર મી. બોઇને ત્યાં આંખની દવા કરાવવા અર્થે પધારતા અને સાંજને વખતે જોવા લાયક સ્થળો અને જોવા લાયક મકાનો જોવા પધારતા મુંબઇમાં રહી મહારાજા જામસાહેબે બાઇસીકલ ઉપર બેસવાનું શિક્ષણ લીધું. મુંબઇના કેટલાએક ગ્રહસ્થોએ મહારાજા સાહેબને પરોણાગત (ગોઠ) આપવામાં આવી હતી. શેઠ ધરમશી મુળજી જેઠા, શેઠ ગોરધનદાસ ધરમશી, મોરારજી ગોકળદાસ, તથા શેઠ વીઠલદાસ દામોદર ઠાકરશી વિગેરે શેઠીઆઓ તરફથી માન સાથે મિજમાની આપવામાં

આવી હતી. વળી. મે. કેનેડી સાહેબ જામસાહેબની દવાને માટે ભલામણ સારૂ ખાસ કેટલાએક દિવશ ત્યાં રહ્યા હતા, ત્યાં રહેવાથી મહારાજાની આંખ સાવ ચોખ્ખી થઇ ગઇ પરંતુ તે દિવસથી ડાકટરની ભલામણ હતી કે તમારે ચસ્મા પહેરવા; આમ આંખ દુરસ્ત કરાવી ત્યાર પછી એક દિવસે ગવર્નર સાહેબને ત્યાં મળવા પધાર્યા ત્યાં તે નામદારને ઘણુક માન મળ્યું હતું. ત્યાર બાદ પાછા રાજકોટ પધાર્યા.

## મે. હેન્કોક સાહેબની ટયુટર તરીકે અને મે. મેરૂભાની મુસાહેબની જગ્યાએ થએલી નિમણુંક.

રાજકોટ આવ્યા પછી એટલે સંવત ૧૯૫૪ ની સાલમાં શિક્ષકની જગ્યાએ નામદાર હેન્કોક સાહેબને મોટા દરમાયાથી નિમ્યા અને ત્યાર પછી જમાદાર જીવાભાઇને બદલે મુસાહેબ તરીકે નામદાર સાયલા દરબારના કુમાર મહેરબાન મેરૂભા સાહેબને મોટા પગારથી રાખવામાં આવ્યા. થોડા એક વખત પછી

મહારાજાના શિક્ષક મી. હેન્કોક સાહેબને વિચાર ઉત્પન્ન થયો કે મહારાજા જામજસાજી પોતાનાજ વતનમાં રહી અભ્યાસ કરવા ધારે તો તે થઇ શકે. આ વિચાર મહારાજાને જણાવતાં જામશ્રી જસાજીએ પોતાના વતનમાં પધારવા પ્રસન્ન ચિત્તેથી હા કહી. આથી તેઓ જામનગર પધાર્યા.

મહારાજા જામશ્રી જસાજી જામનગર પધાર્યાથી તેમનાં માતુશ્રી જાનબાઇ, એડમીનીસ્ટ્રેટર સાહેબ હજુર આસિસ્ટંટ મી. માણેકલાલ તથા છાપીઆ લક્ષ્મીચંદ રણછોડ વગેરે તથા સહુ વસ્તી પ્રેમથી આનંદ પામતાં હતી. મહારાજા સાહેબના વિદ્યાભ્યાસ માટે જામનગરમાં બેડીના નાકા બહાર વાયવ્ય કોણે આશરે એક માઇલને છેટે જામ બંગલો એવા નામનું એક સુંદર મકાન બંધાવ્યું હતું. ત્યાં રહી મહારાજા સાહેબ પોતાના શિક્ષક મી. હેન્કોકની પાસે વિદ્યાભ્યાસ કરતા. પોતાનો આખા દિવસનો વખત અભ્યાસમાં તથા ધર્મર્થે વિતાવતા. સવારે વહેલા ઉઠી સ્નાન સંધ્યાદિ નિત્ય કર્મ કરી શ્રીમદ્ ભગવદ્ ગીતાનો પાઠ કરતા. ત્યાર પછી સરસ્વતી દેવીનું સ્તવન કરી વિદ્યાધ્યયન કરતા. બપોરના વખત

માં તેઓ ભોજન આરોગી બે ઘડી આરામ લઈ પાછા અભ્યાસ આદરતા. સાંજના સાડાચાર બજ્યા પછી મહારાજા સાહેબ મી. હેન્કોક સાહેબ તથા એ. ડી. કેમ્પ કુમારશ્રી મેરૂભા સાહેબ અને હજુરી વર્ગ એમ સર્વ મળી ફરવા જતા વખતે પોલાગ્રાઉન્ડમાં પોલાની પ્રેકટીસ કરવા જતા. વખતે ટેનીસના જુના ઝીમખાનામાં ટેનીસ રમવા જતા અને વખતે ક્રીકેટ રમવાને પધારતા વળી વખતે વખતે પોતાની હેડીના માણસો સામે (મેચ) પણ માગતા. તેમાં તે મહારાજા સાહેબ પ્રસ્તહમંદ થતા. આ પ્રમાણે મહારાજા જામસાહેબ પોતાનો સઘળો વખત મોજમજામાં વિતાવતા. જામનગરમાં આવ્યા પછી મહારાજા સાહેબનો અભ્યાસ જેવો જોઇએ તેવો નિવડવા લાગ્યાથી મી. હેન્કોક સાહેબ બહુજ પ્રસંન થયા, થોડા દિવસ પછી તેઓ મુસાફરીએ જવા પધાર્યા. કેમ કે તેમણે જ્ઞાન, ચાતુર્ય, રાજ્યનીતિ, નિપુણતા, આદિ ગુણો મેળવ્યા હતા. પહેલાં કોલેજના અભ્યાસ કરી ત્યાં સાબાશી મેળવી, પછી પણ વિદ્યાભ્યાસ તથા પ્રવાસ કરીને કુમારશ્રી મેરૂભાની પાસે રહીને દરેક કાર્યમાં માહીતિ મેળવતા હતા.

# નામદાર કુમારશ્રી જશવતસિંહજીનો કાઠિયાવાડમાં પ્રવાસ.

જે માણુસ ઘરમાંજ ભરાઇ રહે છે તેને વિદ્યા પ્રાપ્ત થતી નથી, કારણ કે જે મનુષ્યો મુસાફરી કરતા નથી તેને બીજા દેશની રીત રીવાજ કે હુન્નર વિગેરેનો વિચાર પણ આવતો નથી, માત્ર ઘરમાંજ જગત માની રહેલા આવા મનુષ્યોનો કોઇ સારા પ્રદેશમાં પ્રવાસ કરનાર સાથે મુકાબલો કરશો તો તેમાં કેટલો ફેર પડશે, તેનો વિચાર વાંચનારને સોંપવો એજ ઉત્તમ છે "ઘસ્યાવિના ઝવેર ચળકે નહી તેમજ પ્રવાસ વિના અજમાયશ મળે નહી." મનુષ્યને ઝવેર સાથે મુકાબલો કરીને તેઓ આ દુનીયામાંના અન્ય પ્રાણીનો શ્રેષ્ટતા બતાવી છે; તેમ પ્રવાસથી મનુષ્યની કીંમત વધતી જાય છે જેથી એમ સિદ્ધ થાય છે. કે પ્રદેશ જવું સુખકર છે.

સ્વર્ગવાસી મહારાજા જામશ્રી જશવતસિંહજી પણ પોતાના પરિજનો સાથે કાઠિયાવાડની મુસાફરીએ પધાર્યા. તે વખતે પોતા સાથે ચાલવા માટે રાજ્યના માણુસો અને શિક્ષક મી. "હેનકોક"

સાહેબ તથા તેમનાં મઢમસાહેબ તેમજ એડીકેપ કુમારશ્રી મેરૂભા સાહેબ અને ખવાસ હરજી મેરૂ આદિ માણસોને પસંદ કર્યા હતા; સને ૧૯૫૭ ના માગસર મહિનામાં જામનગરથી રવાનાં થઇ પ્રથમ ગોંડલ પધર્યા તે વખતે ગોંડલના નામદાર ઠાકોર સાહેબ સર **ભગવતસિંહજી** વિલાયત પધારવાથી તેમના દીવાન આદિ અમીરો સામા આવ્યા હતા. ત્યાં મહારાજા બે દીવસ રહી ત્યાંની નવી નવાઈ અને રાજ પ્રકરણી ખાતાં નીરખી ત્યાંથી જુનાગઢ પધારવા રવાનાં થયા. જુનાગઢમાં વજીર **બાવદ્દીન-**ભાઇ દીવાન સાહેબ આદિ અમલદારો સામા લેવા પધાર્યા હતા. ખુદાવંદ મહારાજા **નવાબ સાહેબને** ઘણા માન સાથે મળી ત્યાની રાજ્યની પદ્ધતી અને નવી નવાઇ નીરખી **ગીરનાર** પધાર્યા, ગીરનારની સઘળી જાણવાજોગ જગ્યા જોઇ, ત્યાં નીમેશ્વર ભ-ગવાનનાં દેરામાં રહી બીજે દીવસે પાછા જુનાગઢ પધારી ચાર દીવસ રોકાઈ, ત્યાંથી વેરાવળ પધારયા. જયાં જુનાગઢ સરકાર તરફથી ઘણા માન સાથે ત્રણ દીવસ રહી પ્રભાક્ષેત્રની સઘળી યાત્રા કરી ચોરાશી

કરી બ્રાહ્મણોને ઘણાં દાન આપી ત્યાંથી પાછા પાલીતાણે પધાર્યા. ત્યાં પાલીતાણાના મહારાજા **માનસિંહજી** સ્વારી સાથે સામા લેવા પધારયા હતા, ત્યાં ઘણા માન સાથે ત્રણ દીવસ રહી **સેત્રુજા** ઉપર પધાર્યા. ત્યાં શ્રાવકોનાં દેરાં આદિ સઘળી જગ્યાઓ જોઇ ત્યાંથી માન સાથે પાછા ફરયા હતા. ભાવનગરમાં પ્લેગ હોવાથી ન પધારતાં પરભારા વઢવાણ પધાર્યા. ત્યાં વઢવાણ મહારાજા સાહેબ નામદાર **બાલસિંહજી** કે તેમના મિત્ર સ્વારી સાથે સામા લેવા પધારયા હતા ત્યાં ત્રણ દિવસ રહી પાછા મોરબી પધાર્યા હતા. ત્યાં મોરબી મહારાજા વિલાયત જવાથી તેમના કુમાર સાહેબ અને દિવાન સાહેબ સામા લેવા આવ્યા હતા. ત્રણ દીવસ રહી વાંકાનેર પધાર્યા. ત્યાં સ્ટેશનપર મહારાજા **અમરસિંહજી** દિવાન સાહેબ આદિ કેટલાંએક માણસોએ સામાં આવી મહારાજા જામશ્રી જસાજી સાહેબને માન આપ્યું હતું ત્યાં એક દિવસ રહી પાછા **અમદાવાદ** જવા રવાના થયા અમદાવાદમાં પણ કેટલાએક ગ્રહસ્થો તરફથી મહારાજા સાહેબને ઘણુંક માન મળ્યું હતું. ત્યાં ત્રણ

દિવસ રહ્યા અને અમદાવાદમાં જાણવા લાયક સ્થાનો જોઈ હિંદુસ્તાનમાં પધારવાનુ હતું તેટલામાં મહારાજા સાહેબને તાવની બીમારી લાગુ પડી એટલે ત્યાં એ દિવસ સરજન ડાકતર પાસે દવા કરાવી. પણ તબીયત ન સુધરવાથી ત્યાં પાંચ દિવસ રહી તે સરજનને સાથે લઇ રાજકોટ આવ્યા. અહિં મહારજા જામશ્રી જસાજી સાહેબને સારી રીતે સુવાણુ થઇ ત્યાર પછી જામનગર પધાર્યા. રાજમાતા જાનબાઇને પોતાના પુત્રને ક્ષેમકુશળ જોઇને બહુજ હર્ષ થયો હતો, જેથી તેણે કેટલીક ખેરીયાત કરી હતી. આહીં આવી પંદર દિવસ રહી ફરીને પાછા હિંદુસ્તાનની મુસાફરીએ જવા પધાર્યા.

## નામદાર કુમારશ્રી જશવતસિંહજીનો હિંદુસ્તાનમાં પ્રવાસ.

જામનગરથી રવાના થઇ મરભાર્યા મુંબાઇ પધાર્યા ત્યાં ગ્રાંટરોડ સ્ટેશનપર કેટલાએક કચ્છી તથા હાલાઇ ગ્રહસ્થો સામા આવેલા હતા. ત્યાં કેટલા કારણસર મહારાજા સાહેબ વોટસન હોટલમાં ઉતર્યા હતા. ત્યાં

ત્રણ દિવસ રહી કાશીએ પધાર્યા હતા. અહિંઆં ગંગા સ્નાન કરી કાશી વિશ્વનાથનું પૂજન કરી અને શ્રાદ્ધ સારી, ચોરાશીઓ કરી બ્રાહ્મણોને દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા તથા પોતાના પુરોહિતને વર્ષાશન બાંધી આપ્યું. કાશીમાં દેવદર્શન વગેરે સર્વ કરી તથા ત્યાંની નવી નવાઇ નીરખી છ દિવસ રહી, પ્રાગરાજ પધાર્યા. ત્યાં પણ કેટલુંએક માન પામી ઉપર મુજબ શ્રાદ્ધ સારી બ્રાહ્મણોને દાન દક્ષિણાથી પ્રસન્ન કરી આશિર્વાદ મેળવ્યો. પ્રાગરાજમાં પાંચ દિવસ રહી ત્યાંથી નખલોર પધાર્યા. ત્યાંની કેટલીએક જોવા લાયક જગ્યાઓ તથા જોવા લાયક ચીજો જોઇ, ત્યાં પાંચ દિવસ રહી આગ્રે પધાર્યા. આગ્રામાં આઠ દિવસ રહી ત્યાંનાં જોવા લાયક મકાનો, મસજીદો અને ત્યાંની કેટલીએક કારીગીરી જોઇ ત્યાંથી સીકંદરાબાદ પધાર્યા. ત્યાં પણ કેટલીએક જગ્યાઓ જોઇ એક દિવસ રહી પાછા આગ્રે પધાર્યા. ત્યાંથી કાનપુર આવ્યાં. ત્યાંની કેટલીએક પ્રસિદ્ધ પ્રસિદ્ધ જગ્યાઓ તથા નવીન બનાવટો જોઇ ત્રણ દિવસ રહી, દિલ્હી પધાર્યા. ભવ્ય ભરતખંડની રાજધાની જોવા માટે મહારાજા બહુજ

આતુર હતા, જેથી કરી મહારાજા જામ જસાજી સાહેબ તે શહેર જોવા ભાગ્યવાન થયા. અહિંઆં કેટલીક પુરાતની પ્રસિદ્ધ જગ્યાઓ, તાજમહેલ, રાજ મહેલ, કેટલાએક બાગો અને ત્યાંના કેટલાએક વિ· ભાગો જોયા. ત્યાર પછી મહારાજા જસાજી સાહેબ, નામદાર વોઇસરાયને મળ્યા. નામદાર વોઇસરાય જામ સાહેબની ચાતુરી જોઇ બહુજ પ્રસન્ન થયા અને કેટલુંએક માન આપ્યું. ત્યાં આઠ દિવસ રહી પાછા પોતાના દેશમાં પધારવા રવાના થયા. દિલ્લીથી રવાના થઇ વઢવાણ આવી પોરબંદર રેલ્વેમાં બીરાજી બાલવા સ્ટેશને આવ્યા. અહીં મહારાજા જામ સા· હેબને માટે કેટલીએક સામગ્રી તથા રસોઇ તૈયાર રાખવામાં આવી હતી જે આરોગી નામદાર ધ્રુમલી પધાર્યા. ધ્રુમલીમાં નામદાર એડમીનીસ્ટ્રેટર મી. ફેન્ટન સાહેબ સિંહનો શિકાર કરવા માટે અત્રે આવેલા હતા. તે પ્રસંગે મહારાજા જામ જસાજી સાહેબ પણ અહિં પધાર્યા. ત્યાં મહારાજા સાહેબે કેટલાએક શી· કારો કરી મી. ફેન્ટન સાહેબને પોતાની ચાલાકી બતાવી હતી. ત્યાં આઠ દિવસ રહી વિવાહ પ્રસંગ

નજીક આવવાથી મહારાજા જામશ્રી જસાજી સાહેબ પાછા જામનગર પધાર્યા. અને એડમીનીસ્ટ્રેશન મી. ફેન્ટન સાહેબ પાછળ રહ્યા હતા.

## મહારાજા જામશ્રી જસાજી સાહેબનો લગ્ન મહોત્સવ.

જામશ્રી જસાજી સાહેબ જ્યારે યુવરાજ પદે હતા, તે વખતેજ મરહુમ મહારાજા સર વિભાજીએ જામનગરના ગાદિપતિ પ્રથમ વાઢેર રાણી પરણે એવો કુળ મર્યાદાનો રિવાજ હોવાથી આરાભડાના વાઢેર લધુભાની પુત્રી અચ્છુબા સાહેબનાં ઘણાં વખાણ સાંભળીને પ્રથમ ત્યાં સગપણ કીધું. ત્યાં રાઘવભાઈ જેઠાણી મોટા દમામથી રાજ્ય રીત પ્રમાણે ઘરેણું ચઢાવવા ગયા હતા, ત્યાર પછી આંબરડીના વાળા કેસુભાની પુત્રી કશળીબા વેરે તથા ગુજરાતમાં આવેલા વરસોડાના ચાવડા માધવસિંહજી અને બાલસિંહજીઓના પુત્રીઓ માજીબા અને મોંઘીબા વેરે સગપણ કીધું. અને ઢંઢા ગામના સોઢાશ્રી ભાવસિંહના દાનાસંહજી તથા કેશરીસિંહજી નામના બે પુત્રોમાંના કેશરીસિંહજી પુત્રી જામબા વેરે સગપણ

કીધું. આ પ્રમાણે જામશ્રી વિભાજીએ પોતાના કુમાર જશવંતસિંહજીનું સગપણ પાંચ જગોએ કર્યું હતું.

આ લગ્ન પ્રસંગમાં દેશોદેશથી કેટલોએક માલ મંગાવી ઘણાએક ઉત્સાહથી દેશાદેશમાં કુમકુમ પત્રિકાઓ મોકલી સુંદર સુશોભીત મંડપ રચાવી મોટી ધામધુમથી વિવાહોત્સવ થવા લાગ્યો. આ મહા પ્રસંગે દેશોદેશના રાજા, રાણાઓ અને અમીર ઉમરાઓ આવી હાજર થયા હતા. મહારાજા સાહેબના લગ્ન મહોત્સવના મંડપારોપણનું મુહુર્ત સંવત ૧૯૫૭ ના માહા વદિને દિવસે હતું. આજ દિને સવારમાં એક મોટી કચેરી ભરવામાં આવી હતી. તે કચેરીમાં કેટલાએક રાજાઓ, રાજકુમારો ભાયાતો અને ગરાશીયાઓ, તેમજ અમીરો અને ગ્રહસ્થો વગેરેથી વિભૂષીત થઇ રહી હતી. આ કચેરી ભરવાને માટે દરબાર ગઢના આગલા ચોકમાં એક મહાન મંડપ કરવામાં આવ્યો હતો. મંડપારોપણ કરતી વખતે મધુર કંઠી માનિનીઓના રાગ રંગ અને મંગળકારી ગીતોના સુદર અવાજ કરતી સંભળાતી હતી. બ્રાહ્મણો દક્ષિણાઓ પામી જય જય-

કારના વાક્યો વદતાં દક્ષિણા પામી આશિર્વાદ ઉચ્ચા-રતા હતા. ભાટો, ચારણો અને કવિ પંડિતો પોતાની ઉત્તમ પ્રકારની નૌતમ અને સારા સમયની શોભામાં વૃદ્ધિ કરે તેવી મનહરણ કવિતાઓ ગાવા લાગ્યા. આ વખતે મહારાજા જામશ્રી જસાજી કચેરીમાં પુર્ણ-ચંદ્રની પેઠે પ્રકાશી રહ્યા હતા. અને સર્વ બ્રાહ્મણોને દાન દક્ષિણા અને ભાટો, ચારણો વગેરેને યોગ્ય ઇનામો અપી પોતાની પવિત્ર કિર્તિને દીપાવી હતી. બેંડ આદિ વાજીત્રો અને તોપોના બહાર થતા હતા.

ત્યાપછી તે ઠેઠ વિવાહ સુધી દરરોજ ફરતાં ફરતાં ફુલેકાઓ ચઢવા લાગ્યા. આ વખતની શોભા નિહાળી સૌ કોઇ લોકો આનંદ મગ્ન રહેતા, મહા-રાજા જામશ્રી જસાજી સાહેબ પોતે પણ આવા શુભ સમયમા આનંદ મગ્ન રહેતા હતાજ; પણ પોતાનાજ વિવાહથી બાળયુવાન હોવા છતાં ગંભીર આનંદમાં રહેતા હતા.

સંવત ૧૯૫૭ના માહાવદિ ૮ ના લગ્ન દિવસે બે જગોએ ખાંડા મોકલવાના હતાં તેથી તેની પણ તૈયારીઓ થતી હતી. દિનજનોનાં દુઃખો કાપવાવાળા,

કંદર્પની કાંતિ સમાન, અને બુદ્ધિ નિધાન મહારાજા જામશ્રી જસાજી સાહેબનો વિવાહોત્સવ આદર્યો. આ વખતે ઘરોઘર કોકિલાના કંઠ સમાન મધુરતાવાળી માનિનીઓ મંગળ ગીતો ગાવા લાગી. લગ્ન સમય વખતે પ્રથમ ગણપતિ તથા કુળદેવી આશાપુરા માતાજીની પુજા કરી ઘોડા, હાથી, રથ, પાલખી તથા કેટલાએક ઉમરાવોથી અતિ ઉત્તમ સ્વારી સજી આરાંભડાના વાઢેર લઘુભાને ત્યાં એક ખાંડુ મોકલાવ્યું. બીજું અને એક ખાંડુ આંબરડીનાવાળા કેસુભાને ત્યાં એમ બે જગોએ ખાંડાઓને ઘણી મોટી સ્વારી સાથે રવાના કીધાં. આ વખતે જામનગરમાં તેમ સર્વ દેશોમાં ઘણોજ ઉત્સવ ફેલાઇ રહ્યો. વળી સ્ત્રીઓ ઝરૂખાઓમાં બેસી આનંદોત્સવના ગીતો ગાવા લાગી, એ પ્રમાણે બન્ને ખાંડાઓ બડી ધામધુમથી વેહવાઇઓને ત્યાં પહોંચ્યાં. આથી તે લોકોના મનમાં સોનાનો સૂરજ ઉગ્યો હોય એમ સર્વ કોઇના અંતરમાં મોદ છવાઇ રહ્યો. વળી વહેવાઇઓ પણ સુંદર સ્વારી સજી મોટી ધામધુમથી સામૈયું લઇ સામા આવ્યા. તે ખાંડાની સાથે ઘણા ઉત્તમ કોતલો

આવ્યા, અને સોનાની છડીવાળા ચોપદારો મધુર સ્વરથી નકીબ પોકારવા લાગ્યા. વરસાદની ઝડીની માફક દારૂની મનવારો ચાલવા લાગી. સગાંસ્નેહીઓ પરસ્પર સમુદ્રમાં આવતી ભરતીના મોજા માફક મોજમાં આવી જઇ હાસ્ય વિનોદ કરવા લાગ્યા. એ પ્રમાણે ધામધુમથી ખાડાં જાની વાસે આવ્યાં. અને જાનૈયાઓ પણ ઉત્તમ પ્રકારનાં મિષ્ટાન્ન ભોજન કરવા લાગ્યા. તે વખતે ઘણા રાગરંગ અને ફટાણાં આદિ અનેક ગીતો ગાવા લાગ્યાં. ત્યાર બાદ ગોર મહારાજે આવી ખાંડું પુજવાનું મુહુર્ત થયાના ખબર આપતાં ખાંડાં ચોરીમાં આવ્યાં. આ વખતે યાચકોના હર્ષની સીમા રહી નહિ. અને ભૂદેવો વેદોચ્ચાર કરવા લાગ્યા; સ્ત્રીઓ અત્યાનંદ પામી માંગલીક ગીતો ગાવા લાગી. ત્યાં અપાર દાન દક્ષિણા પામી બ્રાહ્મણો જયજયકારના શબ્દો ઉચ્ચારવા લાગ્યા, અને ભાટચારણ આદિ કવિઓ મનો વાંચ્છિત ઇનામ મેળવી કીર્તિ કરવા લાગ્યા. એ પ્રમાણે ખાંડાંને વધાવા ઘોડાં, વાસણો, અને વસ્ત્રાભૂષણો વગેરે અપાર દાયજો આપી વિદાય કર્યાં. ત્યારે જાનૈયાઓ હાલ

વગેરે આપી લાખો માણસોના મ્હોડાથી મહારાજા જામ સાહેબનો જશ ગવરાવી રવાના થયા.

મહારાજા જામશ્રી જસાજી પોતાની હેડીના કેટલાએક રાજાઓ અને રાજકુમારોને ભાતભાતનાં વસ્ત્રાભૂષણ, હીરા તથા લીલમ વગેરેથી જડિત્ર ઉમદા પોશાકો પહેરાવી વરઘોડે ચડવા તૈયાર થયા. તે શોભા જોઇ રાજાઓ તથા કવિઓ પણ મહારાજા જામશ્રી જસાની કીર્તિ કરવા લાગ્યા. તથા પોતાના અમીર ઉમરાવો વગેરેને પણ સાથેજ લીધા. આ વરઘોડામાં મહારાજા જામસાહેબ પોતે મદ વધારવા લાગ્યા. તથા પોતાને લાગતાવળગતા રાજમિત્રો વગેરેને પાવા લાગ્યા. તે વખતનું મહારાજા જામસાહેબનું સૌદર્ય જોઇ અપ્સરાઓ પણ મોહિત થઇ ગઇ. આખા શહેરમાં વિધવિધ પ્રકારના રંગના દિવાની રોશની કરવામાં આવી હતી. વસ્ત્રાલંકારથી અપ્સરાઓ સમાન સુશોભીત દાસીઓ સંગીતશાસ્ત્રને અનુસરી સપ્તસ્વર સાધી મધુર કંઠે સુંદર ગીતો ગાતી હતી. એ પ્રમાણે તૈયાર થઇ મહારાજા જામ સાહેબ ગણપતિને પગે લાગવા પધાર્યા. ત્યારે આ-

બ્રાહ્મણો વેદ સ્તુતી કરવા લાગ્યા. વરરાજા જામસાહેબ હાથી ઉપર સુવર્ણની અંબાડીમાં બિરાજવા ત્યારે તે અતી શોભવા લાગ્યા, વળી વરઘોડામાં ફરતી ફુલવાડીની મધ્યે બિરાજેલા હતા, ત્યારે તે રાજા પ્રભાત સમયે ઉદ્યાનમાં ઉદય થતા સૂર્ય સમાન કાંતિથી શોભવા લાગ્યા. તે જોઈ લોકો પ્રસન્ન થઈ આશીશ આપવા લાગ્યા. તે વખતે અસંખ્ય મશાલો અને બીજી રોશનીના પ્રકાશથી રાત્રી છતાં પણ દિવસ હોય તેમ દેખાવ થઇ રહ્યો. તે વરઘોડામાં પણ કેટલાએક પ્યાદલો, સ્વારો, તથા મહારાજા જામશ્રી જસાજીનો નાચનો ઘોડો વગેરે જોઈ લોકો પોતે જામસાહેબનાં દર્શન થવાથી પોતાના અહોભાગ્ય માનવા લાગ્યા. ત્યાં નાચતી કંચનીઓથી અપ્સરાઓ પણ લજ્જા પામવા લાગી. વિવિધ પ્રકારના વાદિત્રોના નાદ સાંભળી મોટા યોગેંદ્રો પણ મોહાંધ થયા. આતસબાજીઓ છુટવા લાગી ભાદરવા માસના ગાજતા મેઘ સમાન તોપોના બહાર થવા લાગ્યા આ વખતે પોતાની રૈયતને રાજી રાજી જોઇ પોતાના મનમાં ઘણો આનંદ થતો હતો. મ-

હારાજા જામસાહેબના સહજ શત્રુ આથી લાજી મરતા હતા. રસ્તામાં બન્ને બાજુએ ભરગાચ ગરદીથી જોનારાઓને ક્યાંય પણ મારગ નહિ મળતાં જેમ તેમ મહારાજા જામસાહેબનાં દર્શન કરવા ભાગ્યવાન થતાં. આ પ્રમાણ સ્વારી લઇ મહારાજા જામજસાજી સાહેબ તોરણે પધારતાં. તેમના ઉપર

પુષ્પની વૃષ્ટિ થવા લાગી, ચોસરા ચમર થવા લાગ્યાં અને મહારાજા જામસાહેબ તોરણોને વંદવા હાથી ઉપરથી હેઠે ઉતર્યા. આ વખતે વિવિધ ભાતનાં અનુપમ વાદિત્રો વાગવા લાગ્યાં. અને કેટલાક માનિનીઓ પોતાના મધુરકંઠવી માંગલીક ગીતો ગાવા લાગી. એ રીતે સોનાના સ્થંભો તથા મોતીની ઝાલરોવાળી જરિયાન કનાત તાણી હતી. તથા ત્યાં જરીયાનની ગાદીઓ અને ગલીચાઓ બીછાવેલા હતા એવી અનૂપમ ચોરીએ પધારી પરણ્યા ત્યારે ભૂરશી દક્ષિણા પામી બ્રાહ્મણો વેદધ્વની કરી જયજય શબ્દો ઉચ્ચારવા લાગ્યા એ પ્રમાણે બ્રાહ્મણોનો આશિર્વાદ લઇ સ્વારી પાછી વળી બડા ધામધુમથી જનાનામાં પધારી રાજમાતા જાનબાઇને પગે લાગી

તેમની અત્યુત્તમ આશિષ સંપાદન કીધી. બીજે દિવસે પ્રભાતમાં મોટી કચેરી ભરી પોતાની કીર્તિને ગાનાર કવિઓને પ્રીતિથી ઘણા ઇનામો આપ્યાં. અને પોતાની પવિત્ર કીર્તિને કાયમ કરી.

વળી સંવત ૧૯૫૭ના મહાવદિ ૧૦ ને દિવસે ત્રણ ખાંડાંઓ મોકલી લગ્ન કરવાનાં હતાં. તેમનું એક ખાંડુ વરસોડાવાળા ચાવડા માધવસિંહજીને ત્યાં, અને એક ખાંડુ વરસોડના ચાવડા બાલસિંહજીને ત્યાં, અને એક ખાંડું સોઢા કેશરીસિંહજી ભાવસિંહજીને ત્યાં એમ ત્રણ ખાંડાઓથી લગ્ન થયાં અને તે પણ ઉપર મુજબ બડી ધામધુમથી પરણી પૂર્વજો અને પોતાના માતુશ્રીનો પરીપૂર્ણ આશિર્વાદ લીધો. આ પ્રમાણે પાંચ રાણીઓ પરણ્યા.

૧. **અચ્છુબા** પટરાણી તે આરાંભડીના વાઢેર લધુભાની પુત્રી.

૨. **કશળીબા** તે આંબરડીનાવાળા કેશુભાની પુત્રી

૩ **માજીબા** વરસોડાના ચાવડા માધવસિંહજીની પુત્રી.

૪. **મોઘીબા** તે વરસોડાના ચાવડા બાલસિંહજીની પુત્રી.

૫. જામબા તે દંઢા ગામના સોઢા કેશરીસિંહ-જીની પુત્રી.

આ પ્રમાણે પાંચ રાણીઓ પરણ્યા હતા. રાણીઓ પરણી મહારાજા અત્યંત શોભા તથા આનંદમાં પુરજનોથી વધાવાયા. આનંદ મંગળ વરતી રહ્યા હતો. આ વખતે જોઇન્ટ એડમિનિસ્ટ્રેશન હતું છતાં રાજ રીતી એવી ઉત્તમ જળવાઇ હતી કે કાંઇ ખામી ન હોતી. યાચકોને દાન આપવામાં કાંઈ બાકી નહોતું મહારાજા દાન આપવામાં તો અનન્ય હતાજ. આ પ્રમાણે ગ્રહસ્થાશ્રમના સ્થંભરૂપ વિવાહ કાર્યને પૂર્ણ આનંદથી પૂર્ણ કરી મહારાજા આનંદથી મહાલતા હતા. મહારાજાના વિવાહ વખતે જે ઉત્તમ શોભા થઇ હતી. તે અપૂર્વ હતી એ વખતે એટમીનીસ્ટ્રેશન મી. એલ. એલ. ફેન્ટન હતા.

---

## दोहा.

अंयक दिन अनंदको, अप्र बधाइ होत, ।
सुंदर सारे शहेरमें, अनहद प्रगटी ज्योत. ॥

*संवत मुनी शर भक्ति शशी, माघ कृष्ण शुभ दीन;।
अष्टमी लग्न बिनोदमें, नवल निवासी लीन. ॥

## सोरठो.

स्वारी चढी विशेष, नवलभुप यशावंतकी ।
शोभामे नव शेष, इतना आडंबर किया ॥

---

# નામદાર કુમારશ્રી જશવતસિંહજીનો કાશ્મીરનો પ્રવાસ.

મહારાજા જામશ્રી જસાજી સાહેબના વિવાહ કાર્ય થઇ રહ્યા બાદ કેટલાએક વખત પોતાના શિક્ષક તરીકે હેન્કોકની પાસે રહી વિદ્યાભ્યાસ કર્યો. ત્યાર પછી એટલે ૫ માસ વિત્યે તે નામદાર પ્રવાસે જવા ઇચ્છાવાન થયા, આથી મહારાજા સાહેબ પોતાની સાથે લેવાના માણસોને તૈયાર કીધાં. તેમાં એ. ડી. કેમ્પ કુમારશ્રી મેરૂભા સાહેબ, મી. હેન્કોક તથા તેમનાં મઢુમ સાહેબ હજુરીઆમાં ખવાસ હરજી

---

* સંવત ૧૯૫૭ ના માઘ વદિ ૮.

મરૂ બટલર તથા અબુબકર આદિ કેટલાંએક માણસો હતાં. આ વખતે મહારાજા જામશ્રી જસાજી સાહેબને કાશ્મીરની મુસાફરીએ પધારવું હતું જામનગરથી રવાના થઇ પોરબંદર મુકામે પધાર્યા. ત્યાં મહારાણા ભાવ- સિંહજીને ભાવથી ભેટ્યા તે નામદાર મહારાજા જામ સાહેબને લેવા સામા સ્ટેશનપર બડી ધામધુમથી પ- ધાર્યા હતા. ત્યાં કેટલુંએક માન પામી રાજરીતથી વાકેફ થઇ. ત્યાં ત્રણ દિવસ સુખેથી રહી કેટલુંએક માન સહિત સ્ટીમર રસ્તે કરાચી ( સીંધ ) ઉતર્યા વિદાય થયા. કરાંચીના બંદર ઉપર કેટલાએક સિંધી, કચ્છી અને જોડાયા વગેરેના કાઠિયાવાડી ગ્રહસ્થો મહારાજા જામ સાહેબશ્રી જસાજીને માન આપવા સ્ટીમર ઉપર એકઠા થયા હતા. સ્ટીમર સહીસલામતે આવી પહોંચી. આ વખતે સામા આવેલા ગ્રહસ્થો- ના મનમાં સર્વત્ર આનંદ આનંદજ છવાઇ રહ્યો. મહારાજા જામશ્રી જસાજી સાહેબ મગળ વાણી તથા પુષ્પોથી વધાવાયા. એ રીતે કેટલુંએક માન પામ્યા. ત્યાં સઘળું શેહેર નીરખી જાણવા લાયક નવી તથા પુરાતની જગ્યાઓ, મંદિરો વગેરે ત્યાંની નવી નવાઇ

નીરખી ૭ દિવસ રહી ઘણા માન સાથે સાતમે દી-
વસે પંજાબની રેલમાં બીરાજી પરભારા લાહોર મુ-
કામે પધાર્યા. અહિં પણ કેટલાએક લોકોએ સામા
આવી ઘણું માન આપ્યું હતું, વળી ત્યાંના નામદાર
ગવર્નરને મળી તેમની પાસેથી કેટલુંએક માન પાન
મેળવી નામદાર ગવર્નર સાહેબને પોતાની ચાતુરી
દર્શાવી સંતોષ કીધા, તે મહારાજા સાહેબની ઇંગ્લીશ
બોલવાની પદ્ધતી જોઈ નામદાર ગવર્નર સાહેબ બહુજ
આનંદ પામ્યા અને તેમનાં વખાણ કીધા. ત્યાંની
સઘળી જાણવા જોગ જગ્યાઓ નીરખી ત્યાં સાત
દીવસ સુખમાં વિતાવી આઠમે દીવસે અમરસર પ-
ધાર્યા. ત્યાં પણ કેટલુએક માન પામી ત્યાંનું લશ્કર
તથા લશ્કરી કવાયત નીરખી આનંદ પામ્યા. વળી
નાનકશાહનો (નાનક પંથના ધર્મગુરૂ)નો દરબાર જોયો.
કે જે દરબાર સોનેથી શણગારવામાં આવ્યો છે, આહિ
કેટલીએક નવી નવાઇ નીરખી એક દીવસ આનંદમાં
રહી પાછા લાહોર પધાર્યા. લાહોરથી પાછા રાવલ-
પિંડી પધારવા તૈયાર થયા. ત્યાંથી રેલવેમાં બીરાજી
રાવલપીંડી મુકામે પધાર્યા. ત્યાં જાણવા જોગ જગ્યા-

ઓ વગેરે નીરખી ટાંગાઓ ભાડે કરી બારામોલાથી ખુદ કાશ્મિરની રાજધાની શ્રીનગરમાં પધાર્યા. ત્યાં પણ મહારાજા જામસાહેબને સારી રીતે માન મળ્યું. વળી ત્યાં જંમુ નામના શહેરના મહારાજાની મુલાકાત લીધી. જંમુના મહારાજા ઘણા માન સહિત મિજબાની દીધી. શ્રીનગરમાં મહારાજા જામશ્રી જસાજી સાહેબ હાઉસબુટમાં (પાણીમાં રહેનારી સ્ટીમર કે જે ઘરની માફકજ હોય છે) ત્યાં રહ્યા. અહીં દોઢ માસ રહી કાશ્મીરનાં નાના નાના શહેરોની દરરોજ મુસાફરી કરી ત્યાંથી સાલદીપુર સીધાવ્યા. અહીં ઘણુંએક માન પામી ત્રણ દીવસ રહી જોવા લાયક જગ્યાઓને જોઇ ત્યાંથી ડલ્લેગ તળાવ જોવા ગયા. આ તળાવની ખુબી વીચીત્ર પ્રકારની છે. એ તળાવમાં મુસાફરી કરતાં એવો આનંદને જોવામાં લીજત આવે છે કે બીજું સર્વ કામ તજી દઇ જોવામાંજ લીન રહેવું પડે છે. આ તળાવની આજુબાજુ બરફના પહાડો આવેલા છે, તે તળાવનાં પાણીમાં એવા તો સુંદર અને મનહર દેખાય છે કે જાણે તે તળાવમાંજ પહાડ હોય નહિ ત્યાં એક

દિવસ રહી ગાંધરબલ તળાવ જેને કેટલા એક લોકો (પરીનું તળાવ એવું નામ આપે છે) તે તળાવની ખુબી ત્રણ દીવસ સુધી જોઇ ત્યાંથી હરમુખ પર્વત કે જે પર્વત ઉપર ગંગાજીની ધારા પડે છે તે પર-વત ઉપર ચઢવા તૈયારી કરી પરંતુ મહારાજા સાહેબના ટયુટર મી. હેન્કોક સાહેબનાં મઢ્ઢમસાહેબ સીક થઇજવાથી ત્યાંથી પાછા ફરી શ્રીનગર આ-વ્યાં શ્રીનગરથી ગજવિહારા જઇ ત્યાં કેશરનાં ઝાડો નિરખ્યાં અને ત્યાંથી ઇસ્લામાબાદ ગયા ત્યાં સાત દીવસ રહી શાહજહાન બાગ, કિલ્લો અને જેલમ નદિનુ મથક નિરખી ત્યાંથી પાછા શ્રીનગર સિધાવ્યા ત્યાં બાદશાહનો શાહની બાગ જોયો, તેમાં પડતી પાણીની ધારાઓને અવલોખી આનંદ પામ્યા. બીજું તખ્તુ સુલેમાન તથા પહાડ ઉપર આચાર્યજી શ્રી શુકાચાર્યજીના સ્થાપેલા શંકરનાં દર્શન કીધાં. વળી હરી પર્વતનો કિલ્લો તથા જેલ વગેરે જોયાં. ત્યાં જંમુ મહારાજાની રાજધાની જોઇ ગુંમાર્ક પહાડ જોઇ શ્રીનગર આવી રાવલપીંડિ થઇ લાહોર દિલ્લી વગેર મુસાફરી કરી સહિ સલામત રેલવે રસ્તે જામનગર પધારયા અહિં આવી દરરોજ પોતાના

વિદ્યાભ્યાસમાં ખંતથી મહેનત કરવા લાગ્યા વળી દરરોજ સવારના પાછલા ત્રણ પ્રહર બાકી રહે તે વખતે શયનમંદિર છોડી પોતાના દેવમંદિર પધારતા, ત્યાં સ્નાનસંધ્યાદિ સંપૂર્ણ ભાવથી કરતા એટલુંજ નહિ પણ સાક્ષાત પોતાના વડવા શ્રી કૃષ્ણચંદ્રની પ્રસાદીરૂપ શ્રીમદ્ભાગવત ગીતાનો નિત્ય ભાવથી પાઠ કરતા તેમજ તે મહારાજા સાહેબ પોતાની વિદ્યા વધારે આવડે તેથી કરીને દરરોજ સરસ્વતી દેવીનાં સ્તોત્રોનો પણ પાઠ કરતા મહારાજા જામશ્રી જસાજી સાહેબને લઘુસ્તવનાં સ્તોત્ર ઉપર ઘણોજ ભાવ હતો તેથી તેપણ કરતા આ પ્રમાણે આશરે પાંચ માસ વિતાવી ફરી સીલોનની મુસાફરીએ જવા તૈયારી કરવા લાગ્યા તેથી મે. કુમારશ્રી મેરૂભા સાહેબ. હેન્કોક સાહેબ, તથા બીજા કેટલાએક હજુરીઓને સાથે લઇ મુસાફરીએ જવા ચોકશ વિદાય થયા.

## મહારાજા જામશ્રી જશવતસિંહજીની સીલોનની મુસાફરીનો પ્રવાસ.

જામનગરથી શુભ મુહૂર્તમાં રેલવેમાં બીરાજી

પરબારા મુબાઈ પધારયા મુંબઈમાં ગ્રાંટરોડ સ્ટેશન ઉપર હાલાઇ તથા કચ્છી કેટલાએક સદ્ગ્રહસ્થો મહારાજા જામસાહેબને માન આપવા તૈયાર હતા ટ્રેન આવતાંજ તે લોકોના અંતરમાં આનંદના ઉભરાયે પ્રવેશ કર્યો અને સૌ મહારાજા સાહેબ પુષ્પથી વધાવવા લાગ્યા અને કેટલાએક તો માન તરીકેનો પોકાર કે જે અંગ્રેજીમાં હીપ હીપ હુરરેનો અસંખ્યાત અવાજો કાને પડયા ત્યાં મહારાજા જામશ્રી જસાજી સાહેબ ચાર દિવસ રહ્યા ત્યાં કેટલાક યુરોપીયનો અને દેશી ગ્રહસ્થોને મળી શેઠ મુલજી જેઠા કાપડ મારકીટ ઉપર મહારાજા જામશ્રી જસાજી સાહેબના માનખાતર એક જાહેર સભા ભરવામાં આવી હતી. તેમાં મહારાજા સાહેબે ઘણું એક પ્રજાહિતેચ્છુપણું બતાવ્યું હતું ત્યાર પછી રેલવેમાં બીરાજી પુને પધારયા અહિં પણ કેટલું એક માન મેળવ્યું અને મુંબઇના નામદાર ગવનરને મળ્યા ને તેમને વાત ચીતથી સંતોષ આંપી ત્યાં છ દિવસ રહી ત્યાંથી હૈદરાબાદ સિધાવ્યા અહિં આવી મહારાજા જામશ્રી જસાજીએ ત્યાં નામદાર સરકાર નિઝામસર-

કારની મુલાકાત લીધી ત્યાં માનસહિત આઠ દિવસ રહી મદ્રાસ પધાર્યા ત્યાં છ દીવસ રહી ત્યાંના નામદાર ગવર્નરની મુલાકાત લીધી ત્યારબાદ તંજાવર ગયા ત્યાં બે દીવસ રહી ત્યાંની ભવ્યતા તથા ત્યાંના કિલ્લાની વિશાળતા જોઇ પોતે આનંદ પામ્યા, ત્યાંથી ટીચીનાપલ્લી પધાર્યા ત્યાંની નવી નવાઇ નિરખી બે દીવસ રહી મદીરા પધાર્યા ત્યાંથી પણ ઉપર મુજબ બે દિવસ આરામ લઇ, ત્યાં ટુટુકુલી પધાર્યા, ત્યાંના જોવા લાયક સ્થાનો નિરખી સ્ટીમરમાં બીરાજ્યા ત્યાં જુનાગઢના નવાબ સાહેબના સાહજાદા પ્રીન્સ જુમાખાનજીની મુલાકાત થઇ ત્યાં તે બન્ને પોતાના માણસો સહિત કોલમ્બો પધાર્યા. અહિં મહારાજા જામશ્રી જસાજી સાહેબ ગોલ્ફીસ હોટલમાં ઉતર્યા ત્યાં છ દિવસ રહ્યા પછી મહારાજા જામશ્રી જસાજી સાહેબને તાવની બીમારી લાગુ પડી બે ચાર દિવસ સુધી સારી રીતે દવાના હેરફેર અને ખુબ સારવાર કરી પરંતુ તાવનું બળ દિન દિન પ્રતિદીન વધતું જતું હતું તેથી કરીને ત્યાં નર્સુસરૂમ ( સારવાર કરનારનો હોલ ) તેમાં રાખવામાં આવ્યા આ રૂમમાં મહારાજા

જામ સાહેબને રાખવામાં આવ્યા તેમની સાથે ત્યાંના ધારા મુજબ ત્રણ માણુસો રહ્યા એક એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ, બટલર ખવાસ હરજી મેરૂ અને અબુબકર આ માણુસો શિવાઇ કોઇને અંદર દાખલ થવા દેતા નહિ એથી જામનગર ખાસ તાર કરીને ડાકતર નરશીભાઇને તેડાવ્યા હતા. પરંતુ ડોકટર નરશીભાઇને રસ્તામાં (કોરન્ટાઇટમાં) સપડાવાથી દશેક દીવસની વાર લાગી તેથી કરી મે. નરશીભાઇને પહોંચતાં વિલંબ થઇ પરંતુ પરમ કૃપાળું પરમેશ્વરની પૂર્ણ કૃપાએ કરીને મહારાજા જામશ્રી જસાજી સાહેબને શરીરે સારી પેઠે સુવાણુ થઈ તેથી કરી સાંઝની વખતે હિંદુસ્તાન તરફ જવા તૈયારી કરી તે દરમિયાન નરશીભાઇ પણ આવી પહોંચ્યા: મહારાજા જામશ્રી જસાજીને શરીરે સારી પેઠે સુવાણુ થયાના ખબર સાંભળી બહુજ આનંદ પામ્યા અને મહારાજા સાહેબને ભેટયા. ત્યાં કચ્છ નિવાસી શેઠ કરીમજી આદમજીએ મહારાજા જામ સાહેબનું ઘણું એક માન આપ્યું હતું વળી પણ ત્યાં ખાસ મહારાજાની માંદગી સબબ પોતે પણ હજારો

રૂપીઆઓની ખેરીયાત કરી હતી, ત્યાંથી સ્ટીમરમાં બીરાજી કુદુકુલ્લી પાછા પધારયા, ત્યાં પણ તે શેઠના તરફથી ૨૫૦૦ અઢી હજાર રૂપીઆની ખેરીયાત કરવામાં આવી હતી. ત્યાં એક દિવસ રહી મદ્રાસ પધાર્યા, ત્યાંપણ એક દીવસ આનંદથી વિતાવી મુંબઇ ઘણા એક માન સાથે પધાર્યા, ત્યાં પાંચ દીવસ રહી રેલમાં બેસી કલકતે સિધાવ્યા, ત્યાં સ્ટેશન ઉપર મહારાજા સાહેબને લેવા તથા માન આપવા ઘણાએક સદ્ગ્રહસ્થો આવ્યા હતા. છતાં પણ મહારાજા સાહેબ કોઇ કારણને લઇને ( કોન્ટીનેટર ) હોટલમાં ઉતારો કરયો. ત્યાં ચાર દિવસ રહી કેટલી એક જોવા યોગ્ય જગ્યાઓ અને ત્યાંની નવી નવાઇ નીરખી ડારજીલીંગ પધારયા ત્યાં કેટલું એક માન પામ્યા હતા. વળી કેટલાએક ઠાઠમાઠથી ત્યાંના પ્રેસીડેન્ટની મુલાકાત લીધી વળી ત્યાંથી કલકત્તે પધાર્યા અને ત્યાંથી સ્પેશીયલ ટ્રેન કરી નામદાર મહારાજા જામશ્રી જસાજી સાહેબ દિલ્હી પધાર્યા.

## મહારાજા જામશ્રી જશવતસિંહજીનું દિલ્લી દરબારમાં પધારવું.

આ વખતે દિલ્લીમાં નામદાર શહેનશાહના રાજ્યા-

રોહણુ પ્રસંગનો મોટા દમામથી રાજાઓનો મહોટો મેળો ભરાયો હતો. મહારાજા જામ સાહેબનાં કેટલાં એક માણસો અગાઉથીજ આવીને હાજર રહ્યાં હતાં તે સઘળાં તથા બીજા કેટલા એક અન્ય રાજાઓ યુરોપિયનો અને શહરથી મહારાજા જામસાહેબને લેવા સામા આવ્યા હતા. દીલ્લીમાં પધારતાં મહારાજા સાહેબને ૧૧ તોપોનું માન આપ્યું હતું અને સામા આવેલા સમૂહે પુષ્પોથી વધાવી લીધા હતા. ત્યાં તારિખ ૯ આગષ્ટ ૧૯૦૨ ને રોજ નામદાર શહેનશાહનો રાજ્યાભિષેક હતો તેથી એક મહોટો દરબાર ભરાયો હતો. તેમાં મહારાજા જામશ્રી જસાજી મહોટી ધામધુમથી દરબારમાં પધાર્યા હતા, તે વખતે. સાક્ષાત કામદેવની પ્રભા બરોબર પ્રકાશી રહ્યા હતા. શહેરમાં સઘળે સ્થળે મહોત્સવ થઇ રહ્યો હતો. અહિ મહારાજા જામશ્રી જસાજી સાહેબ નામદાર વાયસરાયને મળ્યા તે વખતે પણ ૧૧ તોપોનું માન મળ્યું હતું અત્રે ઘણા યુરોપીયનો, રાજાઓ અને અમીરોની મુલાકાત લઇ આ વખતનો દિલીનો ભવ્ય દેખાવ નીહાળી ઘણા આનંદ થયા હતા. અહિં મહારાજા જામ-

સાહેબનો પડાવ બોમ્બે, કાઠિયાવાડ કેમ્પમાં પહાડ ગંજા રાજાબજાર પાસે હતો અને ત્યાં કેટલાએક તંબુઓ તથા સમીયાનાઓ ખડા કરવામાં આવ્યા હતા. ત્યાં આશરે એક માસ રહી વિવિધ દેશના લોકોના સહવાસનો આનંદ લઇ રેલવે રસ્તે જામનગર પધારવા રવાના થયા. ત્યાંથી રેલમાં બીરાજ લાગલા જામનગર સહીસલામત પધાર્યા.

## મહારાજા જામશ્રીને સ્વતંત્ર સત્તા મળવાની તૈયારી.

મરહુમ મહારાજા જામશ્રી વિભાજીના પુત્ર " દીરધાયુ મહારાજા જસાજી " પોતાના પિતાના સ્વર્ગવાસ વખતે પાસેજ હતા, તેથી રાજ્ય રીત પ્રમાણે ગાદી નશીન થયા હતા. પણ પોતાની સગીર ઉમર હોવાથી રાજની લગામ બ્રિટિશ સત્તાના આશ્રય નીચે તે સંપૂર્ણ સલામતીમાં મેહેરબાન એડમિનિસ્ટ્રેશન ખાતું સાત વર્ષ પરીયંત રહેલું ને દરમ્યાન કોલેજમાં અભ્યાસ કરી ત્યાં સાબાસી મેળવી, પછી પણ વિદ્યાભ્યાસ તથા પ્રવાસ કરીને અને દરેક ખાતાના અમલદારો સાથે જોઇન્ટ કામ કરીને તે

બાબત માહિતી મેળવેલી હતી. જેથી તેઓને તખ્તનશિન કરવા માટેના વિચાર ચાલ્યા. અને મુંબઇ સરકારે મે. પોલિટિકલને ગાદીનશીન કરવા બાબેનો ઠરાવ લખી મોકલ્યો. એ ઠરાવ એડમિનિસ્ટેટર તરફ આવ્યો કે મુહુર્ત જોતાં ફાગણુ વદ ૯ રવીવાર તારીખ ૨૨ માહે મારચ સને ૧૯૦૩ના રોજ નકી થયો. આ વખતે દરેક રાજ્યસ્થાનોમાં તેમજ ગૃહસ્થો અને મીત્રમંડલમાં કુમકુમ પત્રીકાઓ (આમંત્રણો) મોકલાવ્યાં કે રાજાઓ, રાજકુમારો અને ગૃહસ્થો પધાર્યા, અને સઘળી તૈયારીઓ થવા લાગી. આ વખતે અપૂર્વ આનંદ પ્રજામાં ફેલાયો હતો અને શેહેરને શૃગારવામાં આવ્યું હતું.

## રાજ્યારોહણ યાને કોરોનેશન.

### મહારાજા જામ શ્રીને સ્વતંત્ર સત્તા.

---

આ શુભ પ્રસંગને માટે દરબાર ગઢની અંદર ગાડી ખાતાના મહોટા ચોકમાં એક વિશાળ અને ભવ્ય સમીયાણોમાં દરબાર ભરવામાં આવ્યો હતો, તેમાં એક ડાયસ (ઉચી બેઠક) તૈયાર કરી તે ઉપર

સોનાનું સિંહાસન (સ્ટેટ કોચ) ગોઠવવામાં આવ્યું હતું. એ સિંહાસનની જમણી બાજુએ એક સોનાની ખુરશી કાઠિયાવાડના પોલિટીકલ એજંટ મહેરબાન કવીન સાહેબને માટે રાખવામાં આવી હતી, અને ડાબી બાજુએ રૂપાની ખુરશીઓ રાજાઓ, રાજકુમારો અને યુરોપીયનો તથા બાનુઓ માટે રાખવામાં આવી હતી. તે સીવાય બીજી ખુરશીઓ એજન્સી અધિકારીઓ, દેશી અમલદારો. અને સર્વ સંસ્થાનો તરફથી આવેલા મીજબાનો, દરબારી નોકરો અને ગામના લાયક ગ્રહસ્થો વિગેરે માટે ખુરશીઓ ગોઠવવામાં આવી હતી.

ગાડીખાનાના દરવાજા પાસે હજુરી રસાલાના સ્વારોને ઉભા રાખવામાં આવ્યા હતા, અને સમીયાણાની જમણી બાજુએ ઇમ્પીરીયલ લાન્સંસનાં સ્વારોને ઉભા રાખવામાં આવ્યા હતા. સમીયાણુના મોઢા આગળ પલટણના માણસો તથા બેન્ડ વાજુ રાખવામાં આવ્યાં હતાં. એક બાજુએ પોલીસના હથિયારબંધ માણસો ઉભાં હતાં. સમીયાણાને ફરતાં આરબ, મકરાણી, પુરબીયા, બાવા વગેરે સિબંધીનાં

સંખ્યાબંધ માણસો ઉભાં રાખવામાં આવ્યાં હતાં

આમંત્રણ કરેલા ગૃહસ્થો પોતપોતાની જગ્યાએ બેસી ગયા પછી મહેરબાન પોલીટીકલ એજંટ સાહેબને લેવા સારૂ મે. દિવાન સાહેબ અને મે. એડી. મેરૂભાસાહેબ ગયા હતા તેમની સાથે મેહેરબાન પોલિટીકલ એજંટ સાહેબ અને એડમિનિસ્ટ્રેટર સાહેબ મે. સીડન અને હાલાર પ્રાંતના સાહેબ સહિત દરબાર મેહેલ આગળ પધાર્યા. તે વખતે પલટણના માણસોએ તથા બેંડવાળાએ લશ્કરી માન આપ્યુ, તથા તોપોના ૧૧ બહાર કરવામાં આવ્યા હતા.

નામદાર મહારાજા જામશ્રી **જશવંતસિંહજી** રાજ્યના સભાસદો સાથે લેવાને સમીયાણાના દરવાજા સુધી મેહેરબાન પોલિટીકલ એજંટ સાહેબના માન માટે પધારેલા હતા. અને ત્યાંથી મે. પો. એ. સહિત અનુક્રમે અંદર દાખલ થયા.

દરબારી ચોપદારો અને એજન્સી ચોપદારો નામદાર મહારાજા જામ સાહેબ શ્રી **જશવંતસિંહજીને** ઉંચી બેઠક (ડાયસ) ઉપર રાખેલી રાજ્યાસનના સિંહાસન ઉપર બીરાજમાન કર્યા.

મહારાજા નામદાર જામ સાહેબ શ્રી બીરાજમાન થયા તેજ વખતે તોપોના બહાર ૧૧ કરી સલામતી આપવામાં આવી, તથા દરબારી બેન્ડ બજાવ્યું હતું અને તે દરમ્યાન મહેરબાન એડમિનિસ્ટેટર સાહેબ મે. સીડને ઉઠી જામદાનખાનાની અને તીજોરી આદિની કુચીઓનુ ઝુમખુ તથા રાજ્યની મોહોર (શીલ ઓફ ધી સ્ટેટ) નામદાર મહારાજા જામશ્રીને આપી, એ સંબંધીમાં અને પોતે કરેલ કારકીદીના સંબંધમાં ટુંક ભાષણ કર્યું. એ પછી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબને ડાયસ ઉપર જમણી બાજુ મુકેલી જુદી ખુરશી ઉપર બેઠક આપવામાં આવી હતી.

સલામતીની તોપોના બહાર થઇ રહ્યા પછી મેહેરબાન પોલિટિકલ એજંટ સાહેબે નામદાર મહારાજા જામશ્રી જશવંતસિંહજી ગાદીનશીન થયા તે સંબંધીનું ઈંગ્રેજીમાં નીચે મુજબ ભાષણ કર્યું, અને તેનું ગુજરાતી ભાષાંતર એજનસીના સીરસ્તેદાર સાહેબ વિઠલદાસભાઇએ વાંચી સંભળાવ્યું હતું.

**મહારાજા જામ સાહેબ શ્રી જશવતસિંહજી,**

આજે મુંબઇ સરકારના હુકમથી અને તેમની વતી મારી ઉપર તમને નવા જામ સ્ટેટની ગાદી ઉપર બેસાડવાની અને કાઠીયાવાડના પેહેલા કલાસના રાજાની સત્તા આપવાની આનંદી ફરજ આવી પડે છે. આજની ક્રિયા પુરી કર્યા પહેલાં મુબઇ સરકારના તરફથી આવેલો ખરીતો તમને આપવાનો છે કે જે ખરીતામાં તેઓ સાહેબ તમને ગાદીએ બેસવા બાબતની ખુશાલી બતાવે છે અને શીખામણના શબ્દો કેહવરાવે છે જે શીખામણ મને આશા છે કે તમે આ ઇલાકાના દેશી સંસ્થાનોના હીતમાં જેઓ બહુજ લાગણી ધરાવે છે તેમ ગવરનર સાહેબના તરફથી આવે છે તેની ખાતર વધારે સાચવી રાખશો તમે સારી રીતે જાણો છો તેમ નવા જામ સ્ટેટ આ પ્રાંતમાં મુખ્ય રજપુત સ્ટેટ છે અને તેઓનો રાજા તે જાડેજા રજપુત કુટુબનો મુખીછે કે જે જાડેજા વંશમાંથી ગોંડળ ધ્રોળની અને બીજી શાખાઓના રાજાઓ ઉતર્યા છે અને જેમણે પોતાનું સ્વતંત્રપણું સેંકડો વરસ સુધી જાળવી રાખ્યું છે. જાડેજા રજપુત જાદવના ચાર દીકરા કે જેઓ આ

જથી ૫૦૦૦ વરસ ઉપર વેરાવળપાટણમાં તેમના [ વંશ ઉપર આવેલી આફતમાંથી ભાગી છુંટયા તે-માંના એક દીકરાની ઓલાદના છે એમ અમને ઇ-તિહાસમાંથી માલમ પડે છે. જાડેજાનું રહેઠાણ પ્ર-થમ સીંધમાં હતુ. ૧૪ મા સૈકાની શરૂઆતમાં ત-મારો વડવો ઉનડ (કે જેની ધરમાદાની લાગણી તેના ધર્મ સંબંધી વિચારના વલણની ઘણી સરસ સાક્ષી આપે છે અને જે ઉદારતા આજ પણ કદી કોઇ કરવા જાય તો પણ થઇ શકે નહિ તેમ પોતાનો તે પ્રાંતમાનો મુલક ચારણ અને ભાટને બક્ષીસ આપ્યો અને હીમત અને કેટલા હીંદુસ્તાનના રજપુત દેશની સ્થિતી જાળવી રાખી છે તેવી હીમત અને ઉત્સાહથી બીજી જગ્યાએ પોતાના માટે નવો દેશ જીતવાને માટે નીકળ્યો. પ્રથમ તેણે બરડાના રાજાના જે હાલ પો-રબંદર કહેવાય છે તેના મુલકમાં રહેવાને પ્રયત્ન કર્યો. ત્યાર પછી જે ફતેહ જાડેજાઓએ મેળવી તે એવી હતી કે તેઓએ ત્યાં રહેવાનો વિ-ચાર છોડી દઇ સીંધ તરફ પાછા ફરવાનુ નકી કર્યું. પાછા વલતાં કચ્છમાંથી પસાર થતાં તેઓએ તે જી-

તવાનું મન કર્યું અને કચ્છ પોતાનું કરવામાં તેઓ
ફતેહમંદ થયા અને લગભગ દોઢ સઈકા સુધી તેઓ
ત્યાં રહ્યા અને તેટલી મુદતમાં કાંઇ જાણવાજોગ
બનાવ બન્યો નહિ ત્યાર પછી હિંદુ કુટુંબની એશાખા
વચ્ચે તકરાર ઉઠી અને ખુનરેજી લડાઇ થઇ અને
અંતે જામરાવલને કછમાંથી ભાગવું પડયું કે જે જામ-
રાવલ જામ કુટુંબનો સ્થાપનાર થયો અને જેમાંથી
તમે ઉતરેલા છો તે જામરાવલ તે જમાનાનો જુલમી
જંગલી અને ખારીલો માણુસ હતો કે જેણે પો-
તાના બાપના મરણુના વેરમાં કેવલ દગાથી પોતાનો
કાકો મુખી થવાનો હરીફ હતો તેને મારી નાંખ્યો
આવાં કાળાં કરમ કર્યા છતાં તે ફતેહમંદ થયો નહિ
આજના દીવસમાં જેમ છે તેમ તે દીવસે પણ ઇતિ-
હાસ અમને બતાવે છે તે પ્રમાણે માણુસનુ પાપ પોકારી
ઉઠતુ હતુ અને તેથી કરીને કુટુંબની કુલ દેવી કે જે
પ્રથમ જામરાવલ ઉપર પ્રસન્ન હતી તે પાછળથી
આવા દગા ભરેલા કૃત્યથી ગુસે થઇ અને અંતેતેથી
જામરાવલને કચ્છ છોડવું પડયું અને રણુ ઉતરીને સામા
વાલાના માણુસોએ નાગનીના બંદર ઉપર તેને પડખે

જે નાગના હાલ જામનગર કહેવાય છે અને ત્યાર બાદ તેણે હાલારના મુલક ઉપર પોતાની સત્તા બેસાડી કે જે હાલારનુ નામ જામરાવલના દાદાના નામ ઉપરથી કહેવાય છે આ વાત આશરે ૧૬ મા સઇકાના અધવચમાં બની અને તે વખતથી આજ દીવસ સુધી તમારા વંશજોએ જે મુલકની ગાદીએ તમે બેસો છો તે મુંલક ઉપર સ્વતંત્ર સત્તા ભોગવી છે.

પેહેલા જામ સાહેબ કે જેની સાથે બ્રીટીશ ગઇ તા. ૧ જાણીતી થઇ તે તમારી નામરાશીનો જામ જસાજી હતો. જસાજી જ્યારે કરનલવોકર કાઠીયાવાડમાં ૧૯ મા સઇકાની શરૂઆતના વરસમાં આવ્યો ત્યારે રાજ્ય કરતો હતો.

પ્રથમતો જામ જસાજી જરા દુખ દાયક રાજા નીવડયો હતો પણ ૧૮૧૨ માં તેણે તહનામુ કર્યુ કે જે આજ દીવશ સુધી વફાદારીથી જણાવાય છે અને તે દીવશથી હીદુસ્તાનમાં બ્રીટીશ ગવર્નમેન્ટની સત્તા નીચેના દેશી સંસ્થાનમાં જે સલાહ અને સંપ વરતે છે તે સલાહસંપ આ સ્ટેટ પણ જાળવેછે.

તમારો બાપ સર વિભાજી જે ૧૮૯૫ માં મરણ પામ્યા અને જેની ગાદીએ તમે આવો છો તે જુની રજપુત શૈલી ઢાઈમનો રાજા હતો અને જેણે ૪૦ વરસ ઉપરાંતની મુદત સુધી એવી દયા અને માયાળુપણે રાજ્ય કરયું કે જેથી લાંબા વખત સુધી તેની જામ નગરમાં નામના રહી છે. તમારી સગીરવયના સાત વરસ સ્ટેટનો વહીવટ એજન્સીની દેખરેખ નીચે ગવરનરથી આપ જવાબદારીના કામમાં સારી રીતે પશંદ કરેલા શકિતવાળા અમલદારોથી થયો છે અને મને ખાત્રી છે કે તમે ઉપકાર શાથે કબુલ કરશો કે તમારા સ્ટેટનું હિત ઉતમ અમલદારોના હાથમાં હતું અને તેઓએ તેઓની ફરજ તમારી રઇયતનું ભલું કરવાની એક મનની ખરી ભકિત અને એડમીનીસ્ટ્રેશનના સુધારાઓ અને સ્ટેટની ઉપજ તરફ પુરેપુરી કાળજીથી બજાવી છે. મને ઘણી દીલગીરી થાય છે કે કર્નલ કેનેડી રજા પર ગયા ન હતતો આજે મારી જે જગ્યાએ હોત તેઓને આ તકનો લાભ મળ્યો નથી કે જેણે તમને આજે આ સ્ટેટની ગાદીએ બેશાડયા હોત અને

જેણે આ સ્ટેટના સુધારામાં નોકરીના ઘણા વરસો ગાલ્યાં છે અને જેણે ઘણુ હિત દેખાડયું છે. મી. સીડન આજે આપણી શાથે છે અને મને ખાત્રી છે કે જ્યારે તે પોતાના હોદાની લગામ છોડી દે છે ત્યારે તમને લાગશે કે તમે એવા મીત્રને છેલ્લી શ. લામ કરો છો કે જેણે જેટલી મુદતને માટે સ્ટેટનો ચાર્જ પોતાની પાસે હતો તેટલી મુંદત સુધી પો. તાની હુશીઆરી અને રમત દામારી રઇયતના સુખ અને શંતોશને વધારો આપે તેમ કામે લગાડયા હતા.

બ્રીટીશ અમલદારોના ૭ વરસના એડમીનીસ્ટ્રેશન પછી સ્ટેટના રાજાને પોતાનું રાજ સોંપતી વખતે મને માત્ર એક દીલગીરી થાય છે અને તે ઘણીજ ઉંડી છે. મારી મરજી સ્ટેટની લગામ તીજોરી ભરપુર અને રીધીસીધીથી સુધરેલી રીતે સોંપવાની હતી. પરમેશ્વરની મરજી આપણી વિરૂધ છે અને આ તકતો કે જેની અસર માણુસ જાત ભારે પ્રયત્ન થી ઓછી કરી શકે પણ જેને મટાડી ન શકે તે જામનગર ઉપર આ પ્રાંતના લીપસેટની માફક આવી પડી હતી. ત્રણ વરસ પહેલાંનો પડૈશો ભયંકર છપ-

નીયો કાલ જે કાઠીયાવાડની તવારીખમાં ભયંકર વ-
રસ તરીકે ગણાશે. તે છપનીયો જામનગરમાં પુરે
અંશે પડયો અને તેથી કરીને તે વરસમાં અને
તેની અસરથી તે પછીના વરસમાં જે અમલદાર
સ્ટેટની ચીજ માટે તો તેના અને તેના સારૂની
ઉતમ મેહેનતનો ભોગ થઇ પડયો. આ વડે હુમલો
પૌસાના મોટા ખરચ શીવાય અગર સ્ટેટના સુધા-
રાને કેટલીક રીતે થોડી મુદત માટે એક કોર મુકયા
શીવાય એ ઉલંગી શકાય નહિ. આથી કરીને પ-
રીણામમાં સ્ટેટની નાણું સંબંધી સ્થાતી જોડે કોઇ
પણ રીતે અસંતોશકારક નહિ,તો પણ એ પરમેશ્વરે
આપણા પ્રયત્નને મદદ કરી હોત ને જે સ્થીતીમાં
હોત તે સ્થીતીમાં નથા અને આમ નથી તેથા મને
દીલગીરી ઉપજે છે તોપણુ એડમીનીસ્ટ્રેટરો તમારી
સગીર વયમાં કરેલા સુધારા અને કામોના લાંબા
લીસ્ટ બતાવે છે કે જેમ તમારા મુલકને ફાયદો
થયો છે અને ફાયદો થશે. આ સુધારામાં રેલવે કે
જે તમારા બાપના વખતમાં કરવી ધારી હતી પણ
પુરી એડમીનીસ્ટ્રેશનમાં થઇ છે અને જેથી તમારૂં

રાજ્યધાનીનું શહેર હીંદુસ્તાનના બીજા મથકો સાથે જોડાયું છે અને જે ભવિષ્યમાં જો તમે તમારા બંદરોની સાથે જોડશો તો અમુલ્ય લાભકારી થઇ પડશે.

ખેતીને લાભ કરે તેવાં તળાવો કરવામાં આવ્યાં છે અને કેળવણી અને મેડીકલ ખાતાને લગતાં મકાનો બાંધવામાં આવ્યાં છે દુષ્કાલને લઇ પૈસાની તંગી હોવા છતાં પણ મી. સાઇકસની નિચેનું પબ્લીક વર્કસ ખાતું તેનો સારો હેવાલ આપે છે બીજી બાજુએ જુની કોરીને બદલે બ્રીટીશના સીકાથી થયેલા ચલણનો એ પણ એક ફેરફાર છે કે જે મારા સમજવા પ્રમાણે સ્ટેટના તમામ લોકોએ એક મોટો સુધારા તરીકે સ્વીકાર્યો છે. મી૰ લેલી નીચેનું પોલીસ ફોર્સ પણ ઘણુ લાયક થયું છે અને તમારી પાસે જે ઇમ્પીરીઅલ સરવીસ લાન્સ એની પણ એક મજાની ટુકડી થઇ છે તમારા સ્ટેટને અને કેપટન હેલબટની શોભા છે, રેવન્યુ અને એકાઉન્ટના ખાતાઓમાં મી. કેનેડી અને મી. સીડને ઘણા ધોરણ દાખલ કર્યા છે અને જે જરૂરના હતાં અને મી. મહેરવાનજી નીચેની ન્યાય ખાતાએ પણ પોતાની

લાયકાત અને પ્રમાણીકપણા વીશે નામના કાઢી છે. હવે મારે શબ્દો કહેવાના છે અને તે તમારી જાત પર કહેવાના તમે આજે રાજ કરવાની સત્તા અને કામ ઉપર આવો છો. આજથી તમારી પાસે તમે જે કહો તેમ કરવાને ઘણા માણસો તત્પર રહેશે અને જેને તમારી હલકામાં હલકી ઇચ્છા કાયદા તરીકે ગણાશે તમારી વ્યાજબી ઇચ્છાઓ પુરી પાડવા માટે જરૂર જોઇતી પૈસાની રકમ તમારી પાસે રહેશે. તમારે થતા હજારો માણસોની જીંદગી ઉપર તમારી બરાબરી થવા મારી લાગણીની સત્તા રહેશે પણ જામસાહેબ મારે તમને આજે યાદ આપવું જોઇએ તે એ છે કે તમારી ઉંચી પદવીની ઢાલની બીજી બાજુ પણ છે. તમારી દરેક સત્તાની સામે ફરજ છે અને તમને આપેલી દરેક મોટાઇની સામે ને દરજે જવાબદારી પણ રહેલી છે.

જો તમારા નોકર પાસેથી તાબેદારી લેવાની તમને સત્તા છે. તમે જે માણસો તમારી આસપાસ હોય તેમની લાયકાત પ્રમાણે પસંદગી આપવાની ફરજ પણ તમારે ભુલી જવાની નથી. તમારે ત-

મારી ઇચ્છા પુરી પાડવાને મરજી પ્રમાણે પૈસા વાપરવાની સત્તા છે પણ તમારે ભુલી જવાનું નથી કે પૈસા તમારા પોતાના નથી પણ તે પરમેશ્વરે માણસોને તમારી સંભાળ માટે જે સોંપ્યા છે તેમની વતી તમને જે પૈસા ટ્રસ્ટમાં આપેલા છે અને તે વ્યાજબી બાબતમાં ખરચાય છે કે કેમ તે જોવાને તમે જવાબદાર છોજ તમને કાયદાઓ ઘડવાને અને તેને તમારી રૈયત ઉપર તેઓની જીંદગી સુધી અમલમાં લાવવાની સત્તા છે. પરંતુ તમારે યાદ રાખવું જોઇએ કે તેમના ખુશની અને સંપતની જવાબદારી પણ તમારા ઉપર રહે છે આવી રીતે રાજ્ય ચલાવવા માટે તમારે ડહાપણથી રાજ્ય કરવું અને બીજા લોકો ઉપર તમારૂ રાજ્ય કરવા માટે તમે પોતે પણ છો તે વારંવાર ભુલી જવું આજથી તમારા મંડલમાં સત્તા ચલાવવા તમને પૂર્ણ સ્વતંત્રતા મલે છે પણ તમારે યાદ રાખવું જોઇએ કે ખરી અને ઉંચી સ્વતંત્રતા એ છે કે જે બીજાની પૂર્ણ સ્વતંત્રતા ચલવી શકે.

તમને સારી કેળવણીનો લાભ મળ્યો છે. પેહેલાં

રાજકુમાર કોલેજમાં કે કોલેજે આપણા ઉપર ઘણો ફાયદો કીધો છે અને પછી કેપટન હેન્કોકની દેખરેખ નીચે કોલેજમાં તમારી વયના તમારા વર્ગના છોકરાઓની સાથેના સહવાસથી અને મી. વેડીંગનના ભારે શિક્ષણ અને માયાળું ભરેલી કાલજીથી કે જે પ્રીન્સીપાલ કાઠીયાવાડ સ્ટેટના ભવિષ્યમાં થનારા રાજકર્તાની જવાબદારી વિષે ભુલી ગયા સિવાય છે. મને ખાત્રી છે કે તમે એના શિક્ષણ અને તેના દાખલાના બદલાને તે માટે ઘણા આભારી છો. ગારડીયન મિત્ર અને ટયુટર તરીકે પણ કેપટન હેનકોકના તમે આભારી છો. તમે તેમની સાથે ઇતિહાસીક દેવાલોને માટે તથા સ્વભાવિક શોભાને માટે પ્રખ્યાત જગ્યાઓમાં મુસાફરી કરી છે અને તેની દેખરેખ નીચે સારી રીતે કેળવાયા છો. સ્વભાવિક રીતે રમતના શોખીન છો તેમાં કેપટન હેન્કોકથી તમને ઉત્તેજન મળ્યું છે અને તેમાં પ્રવીણ થયા છે. અને પરીણામે તમારી તનદુરસ્તી તથા શારીરીક બાંધો સુધરેલો છે.

હમેશની ઇંગ્રેજી ગૃહસ્થની જીંદગીની રહેણી

કરણી શીખવાની તમને ઉતમ તકો મલી છે અને અમને માનવાને દરેક કારણ છે કે તમારો અભ્યાસ નકામો થયો નથી અને તમારી ચાલચલગત કેળવણીથી મજબુત થઇ ઉંચા દરજ્જાને પ્રાપ્ત થઇ છે,

કાયદાના ધોરણથી વાકેફ થવાનુ કેપટન હેન્કોકની દેખરેખ નીચે તમે શીરૂ કર્યું છે અને રાજ્ય કર્તાને ઉપયોગી થઇ પડે તેથી સ્ટેટની કોર્ટમાં ધારણ કરાતો પ્રોસીજર તમે જોયો છે.

ગયા જાનેવારી માસમાં દીલ્હીનો મોટો દરબાર જોવાની તક મલી હતી કે જેમાં હીંદુસ્તાનના તમામ કુંવરો અને રાજાઓની રજાઓ હીઝ મેજેસ્ટીટ કીંગ એમપરરના કોરોનેશનના ઉત્સવ માટે ભેગા મલ્યા હતા અને તમે તેઓ બધાનામાં વફાદારીની લાગણી જોવાનું ભુલી ગયા હશો નહિ કે જે લાગણીઓએ મને ખાત્રી છે કે તમારી પોતાની છાતીમા પુરેપુરો પડદો પાડયો હતો અને જે સાર્વભોમ સત્તા સાથેના તમારા હમેશના કામકાજમાં કેમ વરતવુ તે શીખવશે.

હવે તમને વધારે કહીશ નહિ ફકત એટલુંજ કહેવું છે કે જે સ્ટેટ તમારી સંભાલ તળે સોંપવામાં

આવે છે તેના તળે પરમેશ્વરની દેખરેખ નીચે લા-
યક રાજ્યકર્ત્તા નીવડો એવી હું આશા રાખુ છું કે
સારૂ કરવાને માટે મજબુત રહો ખરાબને દબાવવા-
માં કરડા થાઓ તમારા હાથે દયા કરાવવાને પાત્ર
હોય તેમના તરફ દયા રાખો અને બધી વખતે અને
બધી બાબતામાં નામીચા અને માનવંતા થાઓ.

**મીસ્તર કવીન.**

જે નામદાર સરકારના આપ પ્રતિનીધી છો તે
સરકારે મારા બાલ્યાવસ્થાના ગએલા સાત વર્ષ દર-
મીયાન આ સ્ટેટનું ઊત્તમ હિત જે બુધીમાન અને
હિતકારી યોજનાથી જાલવી રાખ્યું છે તે યોજનાના
ક્રમનું આજની પ્રભાતની ક્રિયા એ છેવટનું કૃત્ય છે.

તે નામદાર સરકારનો સુભ ઉપકારની લા-
ગણુથી ઘણોજ આભાર માનુંછું તેમજ મુબઇના
નામદાર ગવર્નર સાહેબ કે જેની વતી આપે આજ
રોજ મને ખરીતો આપ્યો છે તે અત્યંત આનંદ
અને ઘણા માનની લાગણીઓથી ગ્રહણ કરૂં છું.
નામદાર દયાળું શેહેનશાહ કે જેને મારી નીમક હ-
લાલ અને નીરંતર રાજ્ય ધર્મ જાહેર રીતે નીવેદન

કરવાની આજરોજ મારી પહેલી ફરજ છે તે માયાળુ શેહેનશાહ તરફ હું એક નીષ્ટ વફાદાર લાગણી રાખુ છું.

આજરોજ અહીયાં આપની હાજરીથી મને જે માન મળેલું છે તેને માટે તેમજ જે કીમતી અને વજનદાર શિખામણના શબ્દો આપે મને હમણાજ કહેલા છે તે માટે હું આપનો પોતાનો ખાસ અને મારી જાતનો ઊપકારી છું. આપે વખત અને અનુકુલતાનો જે ભોગ આપી મને આમારી કરેલો છે તે કબુલ કરતાં હું માત્ર એટલીજ ખાત્રી કરી આપુ છું કે મને બતાવેલી મમતા અને માન હું કદી વીસરી જઇશ નહિ.

જે શક્તીવાન એડમીનીસ્ટેટરોએ ગએલા વર્ષોની અનન્ય સાધારણ મુશકલી વચ્ચે ઘણી હુશીયારી થી આ રાજ્ય ચલાવેલું છે તેઓનો સાધારણ એહેશાન કરતાં કાંઇક વધારે એહેશાન માનું છું.

હું ઇચ્છુંછું કે કર્નલ કેનેડી સાહેબ આજે અહીંયા હાજર હોય કે જેથી જેવી રીતે મી. શીડન સાહેબને ખાત્રી કરી આપવાને ખુશીથી શક્તીવાન

થયો છું તેવી રીતે તેઓ સાહેબને મારી જાતની ખાત્રી કરી આપી હોત કે તેની નોકરીની જે ઘણી કીમત અને કદર મેં કરેલી છે તેટલી કીમત અને કદર મારા કરતાં કોઇએ વધારે અંતકરણ પુર્વક કરેલી હશે નહી.

આ કબુલ કરતાં હું કહું છુ કે પ્રત્યેક અમલદાર કે જેના તાબામાં જુદા જુદા ખાતાં શોંપવામાં આવ્યાં હતાં તે અમલદારોની રાજ ભકત મદદ મારા ધ્યાન બાહાર નથી આ મદદ કે જેને એડમીનીસ્ટ્રેશનની ફતેહનો કાંઇ નાનો ભાગ ન્યાયની રીતે જાણવો જોઇએ નહી.

જેઓએ મારી પોતાની કેલવણીની જરૂરીયાત તરફ જે ધ્યાન આપ્યું છે તેઓ તરફ મારી ઉપકારની લાગણી કદાચ વધારે જાતને સંબંધ ધરાવનારી છે પણ તેથી થોડા પાયાદાર અગર થોડા અંતકરણ પુરવકની છે એમ નથી.

રાજકુમાર કોલેજમાં મારા ત્રણ વર્ષના અભ્યાસ દરમીયાન મી. વોડીંગટન સાહેબે જે શ્રમ લીધો હતો તેને માટે તેમજ તેઓ સાહેબના બીજા શીષ્યો કે

જે સઘળાના માન અને પ્રેમમાં તેઓ સાહેબ ઘણી મજબુત અને જાથુની જગ્યા લીધી છે તે શીષ્યો સાથે મારા જે સમ ભાવ મમતા ભરેલી ફીકર રાખી હતી તેને માટે તેઓ સાહેબનો હું ઉપકારી થએલો છું.

અને મેં કોલેજ છોડી ત્યારથી મારી કેળવણી અને મારા જાતના કલ્યાણ માટે કેપટન હેનકોક સાહેબે જે શંભાલ અને ધ્યાન આપ્યું છે તેને માટે હું તેઓ સાહેબનો ઘણો ઉપકારી છું. કેપટન હેનકોક સાહેબ પ્રત્યે મારી લાગણી આથી વધારે સારી રીતે બતાવી શકુ નહી અને તે એકે તેની ચાર વરસની મહેનત અફળ ગએલી નથી એવી જે મારી મોટી ઇચ્છા તે મારી ભવીષ્યના પ્રયાશની એક મોટામાં મોટી પ્રેરક ચીજ છે.

કારણ કે સાહેબ ઉપકારના હક જો કે ઘણાં મજબુત છે તો પણ માત્ર તેજ હક નથી કે જે હમણા મારે કબુલ કરવાના છે અને મને જે ફાયદા મળેલા છે તેને માટે જેટલે દરજે ઉપકારી છત તેમજ જે વારશો પ્રાપ્ત થએલો છે તેને માટે જેટલે

દરજ્જે મગરૂબ છઊ. તેટલે દરજ્જે મારી માથે હવે જે મારી જવાબદારી આવી છે તે જવાબદારી યોગ્ય રીતે અદા કરવામાં મારા નીરંતર ધ્યાનની અને હમેસના યત્નની જરૂર પડશે એ વાત મારા ધ્યાનમાં પુરણ રીતે છે.

નામદાર વાયશરોય સાહેબની ગઇ વખતની રાજકોટની મુલાકાત વખતે તેઓ સાહેબે મારી જન્મ ભુમીના જે હકો માટે અસરકારક ઇશારો કર્યો હતો તે હકો મારી પાસે માત્ર કબજાની માગણી કરતાં વધારે માગે છે જેમ કે શહેનશાહના હકોની જે માગણી થાય છે તે શંપુરમાંના એક તરીકેની મગરૂબીથા પરીપૂર્ણ થઇ શકે નહીં,

પોતાના રાજ્યકર્તા ઉપર લોકોનો સંપૂર્ણ આધાર રહેલો છે એમ મને હાલના દુકાળના દીલગીરી ભરેલા બોધથી જણાએલું છે તેમજ દાલ્હીનો મહાન મેલાવડો કે જેમાં મને હાજર રહેવાનો હક મળેલો હતો તે મેલાવડાના ધામધુમ ભરેલા દેખાવો મારી યાદ દાસ્તમાં તાજાજ છે તે તરફ ધ્યાન આપતાં મારા શહેનશાહ તરફની નીમક હલાલ રાજ

નીષ્ટા તરફ તેમજ મારી પ્રજા તરફ ધ્યાન લાગ-
ણી માટે એ હું સંપૂર્ણ રીતે દોરાઉતો ખરેખર
અજાયબ જેવું કહેવાય.

પરમેશ્વર શહેનશાહનું કલ્યાણ કરો અને જેવી
રીતે જે જગ્યા ભરવા મને અવશર આવ્યો તે જ-
ગ્યાની મોટી તકનો પૂર્ણ અને ડાયો ઉપયોગ કરવા-
ની જે ઇચ્છા ઇશ્વરે મારામાં રોપી છે તેથીજ શકતી
મને હવે પરમેશ્વર આપો.

## રાજ્ય ગાદિના શુભ પ્રસંગની ખુશા-
## લીમાં પ્રજા તરફથી માન પત્ર.

અખંડ પ્રૌઢ પ્રતાત નેકનામદાર મહારાજા ધિરાજ
જામશ્રી ૭ જશવંતસિંહજી બહાદૂરની હજુરમાં.

શાર્દુલ વિક્રિડિત વૃત.

અર્પો શ્રી જશવંતસિંહ નૃપને, વિશ્વેશ સત્સંપત્તિ,
છે જે રત્ન અમૂલ્ય જામ કુળને, શોભાવનારૂં અતિ;
પામે શુક્લ શશાંક તુલ્ય ચડતી, સૈશીલ્ય સંપન્ન એ,
શ્રી વિભાજી સમો વિવેક ગુણને, ઔદાર્યનો અબ્ધિ છે,

હવે પછી આપ કુશળ રાજ્ય કર્ત્તાના શીતળ

છત્રની છાયા નીચે રહી અખંડ ન્યાય અને સુખ શાંતિની નિશ્ચય પૂર્વક આશા રાખતી આપની સમગ્ર પ્રજા આ રાજ્યાભિષેકના મંગળ પ્રસંગે આનંદ મહોદધિમાં લહેરો ખાતિ આપ નામદારને ખરા અંતઃકરણથી વધાવી લે છે કેઃ—

દુનિયાની અંદર આનંદદાયક મનાતા તમામ દિવસોમાં રૈયતના ધણીના રાજ્યાભિષેક થવાનો દિવસ શિરોમણી ગણાય છે એ દિવસે દુઃખિ જનોનાં દુઃખ કપાય છે. દરિદ્રઓનાં દારિદ્રીઓનું દલન થાય છે. અને ચિંતા તથા શોક વગેરે જે માણસ જાતના જીવનતત્વનું શોષણ કરનારાં છે. તેઓ સમ્પૂર્ણ રીતે નાશ થાય છે, એટલુંજ નહી પણ દિવસે સભ્ય કુટુંબ અને પ્રજા વર્ગમાં સંપત્તિ તથા ઉદયનાં પ્રત્યક્ષ દર્શન થાય છે. બજાર રૂપ શહેરની સુંદરી શૃંગાર યુકત પોતાનો દેખાવ દેછે. દેવમંદિરો દેદિપ્યમાન પણું ધારણ કરે છે. અને રસ્તાઓ આનંદમાં હસ્તા હોય એમ માલુમ પડે છે. ટુંકામાં રાજ્યાભિષેક થવાનો દિવસ એજ દિવાળીનું પર્વ છે. એમાં કાંઇ પણ શક નથી.

આવા દિવસ ભાગ્યશાળી માણસોનાજ જોવામાં આવે છે. અને તેથી જામનગરની પ્રજા આ શુભ પ્રસંગે પોતાનાં અહોભાગ્ય ગણી ખશ અંતઃકરણથી આપને અભિનંદન કરે છે. અને ઇચ્છા ધરાવે છે. કે આપ ખુદાવિંદ પણ આપના પિતાશ્રી મરહુમ મહારાજાધિરાજ જામશ્રી વિભાજી બહાદૂરને નેક પગલે રહીં ઉદારતા, દયાળુતા, ન્યાય નિપુણતા, તથા શાર્ય, ધૈર્ય, વગેરે સદ્ગુણોના અને વિદ્યા તથા કળાઓના આશ્રય રૂપ બની તમામ પ્રજા અને સંબંધી વર્ગને સુખ તથા સંતોષ આપવાની સાથે દિર્ઘાયુ થઇ રાજયગાદિને લાંબા સમય સુધી સુશોભીત કરશો.

અમારા પ્યારા રાજકર્ત્તા ! આપે હવે યુવરાજ્ય પદ છોડી રાજ્યકર્ત્તા પદનો સ્વિકાર કરેલો છે અને તેથી આપનું અમારૂં અને રાજ્યનું હિત થવાની પ્રબળ આકાંક્ષા અમોને બોલવાની ફરજ પાડે છે. રાજ્યસંપત્તિ એ પ્રજા સંપત્તિનું પરિણામ છે માટે આપે પ્રજા સંપત્તિની જાલવણમાં પ્રથમ તત્પર રહેવાની જરૂર છે. અને તેટલા માટે આપના રાજ્ય માં આપ વ્યાપાર વૃદ્ધિને ખાતર વ્યાપારીઓની ખા-

હેશે અને સળવડોને લક્ષમાં લ્યો, ખેતીવાડીને સારા પાયા ઉપર લાવવા માટે ખેડુતોની આબાદાની વધારો અને વ્યાપારીઓ અને ખેડુતો એ બન્ને પરના કર જેમ બને તેમ ઓછા કરો. આ કર ઓછા કરવા એ આપનો ભંડાર વધારવા બરોબર છે.

વળી મોટામાં મોટી અગત્યતા ધરાવનાર જે ઉંચા પ્રકારની કેળવણીની બાબત છે તે આપણા જામનગર શહેરમાં છે, તેના કરતાં પણ સારા પાયાપર વધારો. અને તેને ઉત્તેજન આપો. રાજ્ય અને પ્રજા એ બન્નેની આબાદિનો આધાર કેવળ ઉંચા પ્રકારની કેળવણી ઉપરજ છે.

છેવટ આપના અંતઃકરણમાં રાજ્ય અને પ્રજા- હિતનાં રૂડાં અંકુરો પ્રગટ થઇ આપની નેક કાર- કીર્દિ યશસ્વી નિવડે તેને માટે તે પરમ કૃપાળુ પ- રમેશ્વરની પાસે પ્રાર્થના કરી અમો પ્રજાના પ્રેમની નિશાનીરૂપ આ માનપત્ર આપના કરકમલમાં અર્પણ કરીએ છીએ. અને આશા રાખીએ છીએ કે આપ નામદાર તેનો સ્વિકાર કરશો.

અમો છીએ,

આપની, નમ્ર પ્રજા.

ઉપર મુજબ માનપત્ર વંચાઇ રહ્યા બાદ મારા તરફથી બહાર પડેલ "મહાભારત સાર" કે જે પુસ્તક ખુદ આ પ્રસંગની મુબારકબાદીમાં નેક નામદાર મહારાજા સાહેબને ડેડીકેટ કરવાનું હતું તેમને નજર કર્યું. ત્યારબાદ જુદા જુદા કવિઓની અલંકૃતવાળી પણ મહારાજા સાહેબને અર્પણ કીધી. તે નીચે મુજબઃ-

### ઉપજાતિ વૃત.

જટિલ શૂલિ સ્મિત આસ્ય શોભે,
સુધાંશુ કીર્ણા સમ માલ ઓપે;
પ્રિયંગુની મંજરી ગાર જેવી,
શરીર કાન્તિ શુભ લોલ ત્હેવી;
પ્રદોષની નિર્મલ લક્ષ્મ શોભી,
વસુંધરા આર્દ્ર કરેજ થોભી;
કપિલને પિંગલ ભા ભરે જો,
કુસુમનો શેખર રાજતી જો.

### વંસસ્થ વૃત.

લક્ષ્મી તણું સ્થાન થૈ કરી,
શાસ્ત્રો તણું દર્પણ શુદ્ધ થૈ રહી;

મિત્રો તણા ઉદય શૈલ થૈ કરી,
શત્રુ તણા કેતુ બનો ભલે હરી,
નૃસિંહના નિત્ય નખ કુરો સમા,
સદ્‌ગુણ સિંચી પયવીજ ઉજળા;
શેશલિકા દંડશી રાજ્યની ધુરા,
ભીના પ્રચંડ કરમાં ધરી લ્યોજ શૂરા.

## કવિત મનહર.

ઝબકતી વિદ્યુલતા, મેઘા ગમનને જેમ.
કૃષ્ણ મઘલેખા જલ્દા ગમનને સૂચવે;
કાન્તિમાન પૂર્વ દિશિ ચંદ્રના મરિચિ જેમ,
વસંત લક્ષ્મિ પલ્લવોદ્ ગમને જે સૂચવે.
પરિમલ ગ્રાહિ શુભ, મલય કેરિ આ ગતિ,
વસંત જન્મોત્સવને, જેવી રીતે સૂચવે;
કાશ કેરી મંજરી શરદા ગમનને જેમ.
તેમ શુભ ચિન્હ આપ, અભ્યુદય સૂચવે.

## પુષ્પિતાગ્રા વૃત.

નિત હિત ચિત ચાહનાર પ્રીતે,
સરસ સુખપ્રદ થાય શ્રેષ્ટ રીતે;
કર તું પ્રગટ આર્યપાલ એવા,
અવનિ મહિં શુભ નામ નિત્ય રેવા.

**કવિ છોટાલાલ વિ૦**

આ સિવાય અન્ય કવિઓની કવિતામાં રા. રેવાશંકર દયારામ. જોશી રામજી માવજી, કવિ શ્યામજી બારોટ તથા તેમના ચીરંજીવી કેશવલાલ વી. શ્યામજીનું રચેલ રાજ્ય રોહણનું પુસ્તક એ સૌ આ વખતે જાહેર કરવામાં આવ્યાં હતાં. આ વખતે પલટનનાં સઘળાંમાણશોએ આવી સલામી આપી હતી. તથા મહારાજા જામ સાહેબને સ્વતંત્ર રાજ્ય સત્તા પ્રાપ્ત થઇ તેની મહદ્ ખુશાલીમાં બેન્ડ અને તોપોના સુંદર અવાજો તથા અંતઃપુરમાં સુંદરીઓના સુસ્વરિત કંઠ મધુર ગાણું એ સર્વને આનંદદાયક થઇ પડ્યું હતું. ચોપદારો પણ મહારાજા જામશ્રી બહાદુર સાહેબનું દિર્ઘાયુ ઇચ્છી નકી પોકારતા હતા. રાજગોર તથા આચાર્ય પણ મહારાજાને તિલક મંગળ કરી આશિર્વાદ ઉચ્ચારતા હતા, આ સઘળી ધામધુમ જોઇ પુરવાસીઓ આનંદમાં આરૂઢ બન્યાં. આ સર્વે આનંદ થઇ રહ્યા બાદ અત્તર, ગુલાબજળ અને ફુલ પાન અપાણાં ત્યારપછી કચેરી બરખાસ્ત થઇ.

આ મંગળ પ્રસંગે પ્રજાજનના અંતરમાં આનંદની સીમા રહી નહોતી. ઘેર ઘેર મંગળ ગીત

ગવાવા લાગ્યાં. તેજ દિવસે સાંજે લાન્સસમાં મેરબાન દાદભા મુગજીની દેખરેખ તળે એક મોટી સરત કરવામા આવી હતી. આ સરત નિહાળવાને માટે અસંખ્ય મનુષ્યોની મેદની મળી હતી. ત્યાં મે. પોલીટીકલ તથા પ્રાંતના સાહેબો અને બીજા કેટલાક યુરોપીયનો હતા. વળી પણ વિદેશી રાજાઓ પણ આ વખતે હાજરજ હતા. તેઓ સઘળા ઘોડાઓની કસરત જોઇ ખિન્ન થયા. અને આનંદ પામવા લાગ્યા. રસાલાના સ્વારો કે જે કવાયત કરવામાં મુખ્ય હતા. તેઓને તેમની યોગ્ય મહેનત બદલ કેટલુંએક ઇનામ બક્ષ્યું. આ સરત થઈ રહ્યા પછી સૌ મેદની પોતપોતાને ઘેર ગઇ. ગામમાં સર્વ સ્થળે દિપોત્સવીનો મહોત્સવ થઇ રહ્યો. સઘળી જગાએ દિવા વગર કોઈ દેખવામાં આવતું નહિ હતું. આવો મહદ્ પ્રસંગ જોઇ સૌ પુરજનો પોતાના મહદ્ ભાગ્ય સમજવા લાગ્યાં. ત્યારપછી બીજે દિવસે નવાનગર લાન્સર્શ ભાવનગર લાન્સર્સ એ બન્ને વચ્ચે એક સરત થઇ હતી. તેમાં પણ નવાનગર લાન્સર્સે જીત મેળવી ઇનામ લીધું હતું.

આ વખતે મહારાજાએ મે. પોલિટિકલ સાહે બના શિક્ષણીય વચનથી પ્રસન્ન થયા અને તેઓ પોતાના સંબંધમાં આવેલા દરેક પુરૂષની પાસેથી અમૂલ્ય સદ્‌ગુણ ગ્રહણ કર્તા તથા તેની યાદગીરી રાખતા એ તેનો ખાસ નિયમ હતો.

---

## મહારાજા જામશ્રી જશવતસિંહજીની સ્વતંત્ર સત્તા.

મહારાજા જામશ્રી જશવતસિંહના રાજ્યાભિષેક થયા પછી તરતજ નીચે પ્રમાણે સરક્યુલર કર્યો કે સર્વે ખાતાના તેમજ સર્વ ઓફીસના ઊપરી ઓ અમલદારો તથા તમામ રૈયતને ખબર આપવામાં આવે છે કે આજ સુધી જે જે લખાણો એડમિ નિસ્ટ્રેટર સાહેબના નામથી થતાં તેવાં સર્વ લખાણો હવેથી અમારા નામથી લખ્યા પ્રમાણે એડરેસ કરી લખવા રીવાજ રાખવો. તા. ૨૩ માર્ચ સને ૧૯૦૩.

**મહારાજા જામશ્રી જસાજી સાહેબ.**

## નવા દિવાનની જગોએ મે. ગોપાલ-શંકર વેણીશંકરની નેમણુંક.

આ વખતે મહારાજાએ મુંબાઈ સરકારની સં-
મતિથી મુખ્ય દિવાનનું કામ અત્રેના રેવન્યુ કમી-
શનર મે. ગોપાલશંકર વેણીશંકર ભચેચને નીમવા
ઠરાવી નીચે પ્રમાણે કહ્યું કે એથી હું ભરૂસો રાખું છું
કે રાજા, પ્રજા ઉભયનું હિત કરવાનું કઠીન કામ
તેઓ સંતોષકારક રીતે કરશે. રાજાની અને પ્રજાની
બન્નેની પ્રીતિ મેળવી કારભારીનું કામ કરવું એ
ખરેખર દુર્ઘટ છે.

ઉપરના ભાષણને મે. ગોપાલશંકર વેણીશંકરે
ઉત્તર વાળ્યો કે નામદાર સરકારે આ સંસ્થાનમાં મુ-
ખ્ય દિવાનની મોટી ભારી જગો આપ મને આપો
છો તેનું કારણ આપની કૃપાદૃષ્ટિ સિવાય બીજું હું
જાણતો નથી. આપે કારભારીના કામની કઠિનતા
વિષે જે કહ્યું તે ખરૂં છે, એજ પ્રમાણે એક વિદ્વાન
કહે છે કે—

नरपति हितकर्त्ता द्वेस्यतां याति लोके ।
जनपद हितकर्त्ता त्यज्यते पार्थिवेन ।
इति महति विरोधे विद्यमाने [illegible] ।
नृपति जनपदाना दुर्लभः कार्यक[illegible] ॥

એકલા રાજ્યનું હિત કરનાર લોકના [illegible] થઇ પડે છે. જે પ્રજાનું હિત કરે તેને [illegible] તજે છે, આવા મોટા વિરોધ વચ્ચે રાજા [illegible] પ્રજા તે બન્નેનું સમાન રીતે હિત કાર્ય કરનાર દુર્લભ હોય છે. કારભારની મુશ્કેલી વિષે રાજાના [illegible] પોતાના અને પ્રજાના હિત સંબંધી [illegible] હોય ત્યાં વિરૂદ્ધ થવા સંભવ છે, પરંતુ પ્રજાનું રંજન અને પાલન કરી પ્રજાહિત તેજ પોતાનું હિત, એજ રાજ્યધર્મ સમજી પોતાનું હિત તજી [illegible] હિત હોય તે લક્ષમાં રાખવા એવા વિચારોને આપ મળતા છો. આપ જેવા સદ્વિચારવાળા સજ્જનના સમયમાં તે અનુભવનો લાભ મળવાની મને પૂરી આશા છે. એ થયા પછી તરતજ દિવાન સાહેબની નેમણુંકનો હુકમ નીચે પ્રમાણે બહાર પાડ્યો.

આ સ્ટેટના દિવાન રાવબહાદુર ગોપાળશંકર [illegible]

શંકર ભચેચનો માસીક પગાર રૂ. ૮૦૦ આઠસોનો ઠરાવવામાં આવ્યો છે. તા. ૨૫ માર્ચ સને ૧૯૦૩.

**મહારાજા જામશ્રી જસાજી.**

આ પ્રમાણે રાજ્યની સ્વતંત્ર સત્તા મળ્યા પછી ઘણી ચાલાકીથી દરેક કામ નિયમસર પોતે કરવા માંડ્યું, અને કોઇપણ કામ પોતાની મંજુરી સિવાય દરેક ખાતાના ઉપરી અધિકારીઓ સ્વતંત્ર ન કરી શકે એવો ઠરાવ ગેજીટ દ્વારાએ બહાર પાડયો. પોતાના ગામની તથા બહારગામની પ્રજાની દાદ દરરોજ પોતે જાતે રૂબરૂ નિયમસર સાંભળી પોતે જાતે અરજીઓના મારજીનમાં લખી દરેક ખાતાઓના અધિકારીઓ તરફ અરજદારને મોકલી દાદ આપવા રીવાજ રાખેલો હતો. પોતા પાસેનું કેટલુંએક કામ કરવાને મે. એડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબને અધિકાર આપ્યો હતો. આ કારણથી મે. દીવાન સાહેબ નારાજ રહેતા છતાં પણ તેણે પોતાનું કામ ઘણા સારી રીતે એક વર્ષ સુધી ચલાવતાં કેટલાંએક રાજ્ય પ્રકરણી કારણથી દિવાને પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું. આ પછી દિવાનની જગ્યોનું કામ

ન્યાય ખાતાના વડા અધિકારી મેહેરબાન શેઠ મેહેર-
વાનજી પેરતનજીએ ઘણી ચાલાકીથી કરી પ્રજાના
અને રાજ્યના ઉભયના હકો જાળવી પ્રજાની અત્યંત
પ્રીતિ સંપાદન કરી છે, અને હાલ પણ એડમીનિ-
સ્ટ્રેશન છતાં પ્રાતના સાહેબની પ્રીતિ સંપાદન કરી
સ્વતંત્ર રીતે હજી પણ કામ કરે છે.

## મહારાજાએ વસ્તીની લીધેલી સંભાળ.

મહારાજા જામશ્રી જસાજી સાહેબ ગાદિ ઉપર
બીરાજી સદા સદ્વર્તન અને નીતિને પગલે ચાલવા
લાગ્યા. ગાદિએ બેઠા ત્યારથી પ્રજા અપાર સુખ
પામી. ગાદિએ બીરાજ્યા કે તરતજ પ્રજાનું પાલન
કરવા તથા તેમની સંભાળ રાખવા સાવધાન બન્યા
તે એટલે સુધી કે પોતે દરરોજ જાતે દરેક ઓફી-
સો તથા કોર્ટોમાં પધારતા, અને ત્યાં અરજદારને
યોગ્ય ન્યાય આપતા. એટલુંજ નહિ પરંતુ કેટલા-
એક વેરાઓ કે જે લોકોને માથે બોજા રૂપ હતા
તે કાઢી નાંખી વસ્તીને આબાદ કરવામાં ખંત રા-
ખતા. વખતે વખતે આસપાસના ગામડાંઓમાં
ખેડુતોની સંભાળ માટે પ્રવાસે જતા, ત્યાં તેના ઉ-

પરી ( તલાટી, પોલીસપટેલ, યાને હવાલદારો ) સંબંધી ખાનગી હકીકત મેળવતા અને તેની અ- યોગ્ય વર્ત્તણુંક જણાય તો તેમને તે બદલ યોગ્ય શિક્ષા કરતા. તથા વળી કોઈ ઉપરી અમલદાર સ્ટેટના માણસને ( પટાવાલાને ) પોતાના ખાનગી કામે ન લગાડવા વિષે ખાસ સરક્યુલર બહાર પાડયો; અને તે સરક્યુલર વિરૂદ્ધ વર્ત્તનારને યોગ્ય દંડ કરવામાં આવશે. તેમજ બીજી કેટલીએક રીતે પોતાના રાજ્યસ્થાનની સંભાળ રાખી બાકીનો સઘળો વખત ધર્મ કાર્યમાં વિતાવતા. અને જ્યાં જ્યાં દર્શને જતા ત્યાં પણ યોગ્ય રકમ મુકી પગે લાગતા. તેમના એ- ડીકમ્પ કુમારશ્રી મેરૂભા સાહેબ પણ શિવભક્ત હોવાથી તેમને પણ તેવા કાર્યમાં પ્રવર્તાવવા સ- લાહ આપતા.

## મહારાણીશ્રી મોંઘીબાઈનો સ્વર્ગવાસ.

આ અરસામાં એટલે ૧૯૫૯ ના ચૈત્ર સુદિ ૮ ને મંગળવારની સંધ્યાકાલે મહારાજા જામશ્રીના પ- વિત્ર ધર્મ પત્નિ ચાવડીબાઈશ્રી મોંઘીબા સાહેબનું રાજ્યરોગના મહાદર્દથી ખેદજનક મૃત્યુ થતાં આમમાં

સર્વ સ્થળે ઉદાસી પ્રસરી રહી તેમાં વળી મહારાજા જામશ્રીજી જસાજીના માનીતાં વિદ્યામાં વિવિધ ભાષાઓનું જ્ઞાન પામેલાં એટલે કે ગુર્જર, અને ઇંગ્લિશ પણ સારી રીતે શીખેલાં મહારાણીનાં મૃત્યુથી શોકની પરિસીમા રહી નહિ, શહેરમાં ખેદજનક ખબર થતાંજ તરતજ દુકાનો બંધ કરી દીધી અને દિલગીરીમાં ધુમ સુન બની સહુ વેપારીઓ પોતપોતાનો ધંધો છોડી બેઠા આથી મહારાજા જામશ્રીજી જસાજીના અંતઃકરણમાં પણ દિલગીરીએ પેસારો કર્યો તે એટલે સુધી કે પોતાની માનીતી તેમ વિદ્યામાં વધેલાં મહારાણીનો પ્રેમ ઘડીએ ઘડીએ યાદ આવતો હતો. બીજે દિવસે સવારે એટલે રામજયંતીને દિવસે આ મહારાણીની દહનક્રિયા કરી. મહારાજા જામસાહેબે તેમના પિતા બાલસિંહજીને દિલાસો મોકલાવ્યો અને તેમની ઉત્તર ક્રિયામાં તે મહારાજા સાહેબે કેટલોએક ધર્માદો કર્યો.

## મહારાજા જામશ્રીનો મુંબઇ તથા પુનાનો પ્રવાસ.

ત્યાર પછી કેટલાએક વખતે એટલે ૧૯૫૯ જ્યેષ્ઠ માસમાંજ મહારાજા જામસાહેબ પોતાના કેટ

લાએક માણસોને સાથે મુંબઇ પધારવા તૈયાર થયા. અને તે મહારાજા સાથે લઇ એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ પ્રાઇવેટ સેક્રેટરી કુમારશ્રી માનસિંહજી તથા બીજા કેટલાએક માણસોથી રેલમાં બીરાજી મુંબઇ તરફ પધાર્યા. કેટલાએક સ્ટેશનોમાં ગૃહસ્થો તથા મહારાજાઓ મુલાકાત લઇ મુંબઇ પહોચ્યા. અહિંના ગ્રાંડરોડના સ્ટેશન ઉપર કચ્છી, અને હાલારી પ્રજા પોતાના ખુશવિંદ ખાવિંદની રાહ જોઇ ફુલના હારતુરા હાથમાં ધારણ કરી રહ્યા હતા એટલામાં પવન વેગી રેલવે આવી પહોંચી અને મહારાજા જામશ્રી જસાજી સાહેબ ઉતર્યા કે તરત સઘળી પ્રજાએ ફુલના હારતુરાથી વધારી લીધા. ત્યાર પછી કેટલાએક ગ્રહસ્થોએ પોતાને ત્યાં પધારવા વિનંતિ કરી તે ઉપરથી સર્વ ગ્રહસ્થોને સારૂં લગાડવા માટે મી. વીઠલદાસ દામોદર ઓનરેબલને ત્યાં પધારવા હા કહી જેથી તેઓ ત્યાં પધાર્યા. આથી વીઠલદાસભાઇને તથા તેનાં પવિત્ર માતુશ્રી નાથીબાઇને ઘણો હર્ષ વધ્યો અને પોતે પોતાનાં અહોભાગ્ય માનવા લાગ્યા.

આહ મહારાજા પોતે સર્વે શેઠીઓનાં માન મેળવી થોડા દિવસ રહી ત્યાંથી પુને પધારવા તૈયાર થયા. રેલ્વેમાં બીરાજી પુના તરફ રવાના થયા. આ વખતે મુંબઇના કેટલાએક ગ્રહસ્થોએ સ્ટેશન ઉપર આવી માન આપી વધાવી લીધા પુના શહેરની કેટલીએક નવી નવાઇ નીરખી સંતુષ્ટ થયા પછી નામદાર ગવર્નરને મળવા પધાર્યા આ વખતે મહારાજા સાહેબને ૧૧ તોપોનું માન આપવામાં આવ્યું હતું. નામદાર ગવર્નર સાહેબને મળી પોતે સંતુષ્ટ થયા. અને નામદાર ગવર્નર સાહેબને પોતાની વિદ્વતા, વાકચાતુરી, અને બીજું કેટલુંએક જ્ઞાન દર્શાવી તેઓને પ્રસન્ન કર્યા. નામદાર ગવર્નર સાહેબને મળી વિદાય થયા તે વખતે પણ મહારાજા જામ સાહેબને ૧૧ તોપોનું માન અપ્યું હતું. ત્યાંથી પાછા ફરી થોડા રોજમાં સહી સલામત જામનગર આવી પહોચ્યા.

## જામશ્રીનું પ્રવાસથી આવાગમન.

અહિં આવ્યા પછી મહારાજા જામશ્રીજી જસાજી સાહેબ વખતે વખતે પ્રજાના સુખને માટે

કેટલેક ઠેકાણે જઇ અને તપાસ કરી તેની સુધારણામાં સ્નેહથી પ્રવર્તતા. વળી પણ ગરીબ લોકોની અરજી તથા બીજી કેટલીએક ફરીઆદીનો અમલ પોતે જાતે આપતા. અને સાંજે કોઇ કોઇ વખતે તેઓ પેલોગ્રાઉન્ડની રમત રમવા જતા.

## જામનગરમાં મહંતશ્રી રામપ્રસાદ આણંદાબાવા અનાથાશ્રમનું ખુલવું.

સન ૧૯૦૩ માં જામનગર મહંતશ્રી આણંદાબાવા અનાથાશ્રમ ખુલ્લું મુકવાની ક્રિયા પણ રાવ બહાદુર શેઠ વસનજી ખીમજીના તરફથી મહારાજા જામશ્રી જશાજી સાહેબના હાથથી કરવામાં આવી હતી. આ વખતે એક મોટી સભા ભરવામાં આવી હતી તેમાં શહેરના દરેક અમીર ઉમરાવો અને ગ્રહસ્થો હતા. આ વખતે રાવ બહાદુર શેઠજીશ્રી વસનજી ખીમજીએ મહારાજા જામ સાહેબનો તથા અન્ય ગ્રહસ્થોનો આભાર માન્યો હતો અને કહ્યું હતું કે આવા ધર્મના તથા વિદ્યાવૃદ્ધિ અને હુન્નર વૃદ્ધિના કામમાં આપ ખંતથી પધાર્યા તે પણ આપશ્રી નાદુરસ્તી છતાં એ આપનો પ્રજાપ્રેમ અને પ્રજા

ઉપરનું વાત્સલ્ય બતાવી આપે છે કે આપ પ્રજાનું સારૂં કરવા કેટલે દરજ્જે ખંત રાખોછો। એજ આપને ધન્યવાદ છે! ત્યાર પછી પાન સોપારી ફુલપાન અત્તર ગુલાબ વગેરે આપી સભા બરખાસ્ત થઇ.

## ઉર્દુ જમાલીયા મદ્રેસાનું ખુલવું.

તા. ૧૭-૯-૧૯૦૩

મેમણ અને બીજા મુસલમાન ભાઇઓ કેળવણીમાં ઘણા પછાત છે અને તથી તેઓને સારી કેળવણી મળે તેટલા માટે તેવી એક સ્કુલ ખોલવાની શેઠ અબદુલકરીમ હાજી અબદુલ શકુરને અગત્ય માલુમ પડતાં તેમના દાદા જમાલ ખાનમહદની યાદગીરી કાયમ રાખવાને તે સ્કુલ તેમના નામથી ચાલુ કરવાનું જણાતાં મહારાજા જામસાહેબના મુબારક હાથથી સ્કુલ ખોલવાની ક્રિયા આજ રોજ કરવામાં આવી હતી શહેરના સભ્ય ગ્રહસ્થો તથા મહારાજા જામસાહેબના ભાયાતો તથા અમલદારો સવારનાં નવ વાગતાં પધાર્યા હતા ત્યાર બાદ સાડા નવ વાગતાં ત્યા નામદાર મહારાજા જામ સાહેબ

તથા તેનાં એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ પધાર્યા હતા ત્યાર બાદ સભાનુ કામ શીરૂ કરવામાં આવ્યું હતું.

પ્રથમ શેઠ અબ્દુલ કરીમે મહારાજા સાહેબનો તથા ગૃહસ્થોનો આ સભામાં તસ્દી લઇ પધારવા માટેનો ઉપકાર માન્યો હતો. ત્યાર પછી તેમણે જણાવ્યું કે જે કોઇ મારે બોલવાનું છે તે મારા તરફથી મી. ફુલચંદ ઝવેરચંદ બોલશે કારણકે મારી તબીયત નાદુરસ્ત છે અને મને છાતીનું દરદ છે.

ત્યાર બાદ શેઠ ફુલચંદ ઝવેરચંદ ઉભા થઇ બોલવાનું નીચે પ્રમાણે શરૂ કર્યું.

નેક નામદાર ખુદાવિંદ મહારાજા જામ સાહેબ !
બાનુઓ અધિકારીઓ અને સદ્ગ્રહસ્થો !

આપ સાહેબોએ મારાં આમંત્રણને સ્વિકારી અત્રે પધારવાની તસ્દી લીધી છે તેને માટે આપ સાહેબોનો ઉપકાર માનુ છું તેમાં પણ આપણા માનવંતા મહારાજા સાહેબે પોતાના અત્યંત ગંભીર રાજ્યકાર્યોમાંથી પોતાનો અમુલ્ય વખત બચાવી અત્રે પધારવાની તસ્દી લઇ આ સભામાં પોતાની હાજરીથી જે લાભ આપ્યો છે તેને માટે હું ખાસ અંત-

કરણ પૂર્વક ઉપકાર માનું છું. વગેરે વગેરે કેટલુંક સંભાષણ કર્યું હતું ત્યાર પછી અહિના પુજ્ય શાસ્ત્રી હાથીભાઈ હરીશંકરે પણ વિદ્યા વિષે ભાષણ આપ્યું હતું અને ત્યાર પછી કવિ છોટાલાલ મણીશંકરે બનાવેલી કવિતા વાંચવામાં આવી હતી ત્યાર પછી મહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેકટર ખંડુભાઈ ઇંદ્રજી દેશાઈએએ સાહેબે શેઠ સાહેબને માટે બોલવાનું શરૂં કર્યું. અને તેમાં મુખ્યત્વે કરીને એવું જણાવ્યું હતું કે એ શેઠ સાહેબે આ મદ્રેસાના ખર્ચ માટે રૂ ૩૫૦૦ હજાર જેટલો મોટો વ્યય કરેલોછે એટલુંજ નહિ પણ ઇસ્લામીભાઈઓના બાળકો વિદ્યાભ્યાસ કરે તેટલા માટે કેટલીએક સ્કોલરશીપો, શિવાય પુસ્તકો. લુગડાંઓ અને બીજી પણ કેટલીએક મદદ આપી હતી. વગેરે બોલાઇ ગયા બાદ શેઠ સાહેબ અબ્દુલ કરીમે સ્કુલ ખોલવાને માટે કુંચી આપી વિનંતી કરી હતી મહારાજા જામશ્રીજી જસાજી સાહેબે પોતાના મુબારક હાથથી સ્કુલ ખોલવાની શુભ ક્રિયા ખુશીના પોકાર સાથે કરી અને તેઓ સાહેબે થયેલા ભાષણનો જવાબ આપ્યો.

## મારી વહાલી પ્રજા !

આજના પ્રસંગમાં ભાગ લેવાને મને ઘણી ખુશી ઉપજે છે અને તમે સર્વે જે આવકાર આપી પ્રીતિની લાગણી દર્શાવી છે તેથી મને ઘણો સંતોષ થયો છે. સર્વેને ખબર છે કે, વિદ્યાભ્યાસમાં આપણા દેશની મુસલમાન કોમ બીજી કોમો કરતાં પછાત છે, સ્ટેટની ફરજ પોતાની રૈયતને સરખી રીતે કેળવણી મળવાની તક મળે તેવી ગોઠવણ કરવાની છે. તે ગોઠવણનો લાભ શી રીતે લેવો તે પ્રજાએ સમજવાનું છે. કોઇ પણ કોમને માટે ખાસ કરી સ્ટેટે ગોઠવણ કરવી, એમાં કાંઇ પક્ષપાતનો આભાસ આવે છે માટે પોતાની કોમને આગળ પડતી કરવા માટે અને તેને માટે ખાસ બીજી સગવડતા કરી પછાત પાડેલી સ્થીતિ સુધારવા માટે પોતાથી બને તેટલું કરવું એ તે કોમનાં આગેવાન તથા ઉદાર ગ્રહસ્થોએ વિચારવાનું છે. મને ઘણી ખુશાલી ઉત્પન્ન થાય છે કે શેઠ અબ્દુલ કરીમ જેઓએ પોતાની ન્યાતની તેમજ આખા મુસલમાન કોમની દાજ છે અને જેઓ હું ધારૂં છું કે

કેટલાક વખતથી એ કોમને મદદ કરવા માટે હમેશાં કાળજી રાખી પોતાથી બને તેટલી મદદ તેઓને કેળવણી તેમજ ધંધા રોજગારના ઉત્તેજન માટે પૈસાની તેમજ બીજી રીતની આપતા આવ્યા છે તેઓએ પોતાના પરોપકારમાં વધારો કરી આ જે સ્કુલ શાખા સ્થાપી છે, તેની મકસદ બહુજ સરસ છે. ગરીબ લોકોને કેળવણીની તક આપવી એટલુંજ તેમણે કર્યું નથી. પરંતુ વિશેષમાં મા બાપોને પોતાના આ બાળકોને કેળવણી આપવા માટે ખાસ ઉત્તેજન મળે તથા આતુરતા થાય એવી ગોઠવણ તેમણે કરેલી જણાય છે. કેળવણી માટેના ખર્ચ ઉપરાંત કેળવણી લેતાં બાળકોને ગુજરાનને માટે અમુક લવાજમ મળતું રહે એમ કરવાથી ગરીબ મા બાપો પોતાનાં છોકરાંઓને સ્કુલમાં મોકલવા લલચાશે. એમાં શક નથી. એનું પરિણામ સારૂં આવવું જોઇએ અને જે ગરીબનાં બચ્ચાંઓ આ સ્કુલમાં કેળવણી મેળવી બહાર પડશે. તેઓ પ્રજામાં ઉપયોગી અને સમજુ અંગભૂતો બનશે. એમ આશા રાખી શકાય છે. તેમજ કેળવણીને લીધે પોતાના

...જ્યાકર્તા તરફ કેવી રીતે વફાદાર રહેવું તે સારી
રી... સમજી શકશે; તેઓના પ્રમાણીક પણા સાહસ
... કુશાગત તથા ફત્તેહથી શેઠ અબ્દુલ કરીમ
... ધન મેળવવા શકતી માન થયા છે. પણ ધન
મેળવવા કરતાં તેનો કેવી રીતે ઉપયોગ કરવો એમાં
... માણસની પીછાન થઇ શકે છે અને ઘણી
ખુશી સાથે આપણે કહેવું જોઇએ કે આ શેઠે
ધન મેળવી જાણ્યું છે એટલુંજ નહિ પણ તેનો
તેઓ કેવી રીતે ઉપયોગ કરવો તે પણ કરી જાણ્યું
છે. અને તે પ્રમાણેનો દાખલો બેસાડયો છે જેને
માટે તેનો માન ઘટે છે. એટલુંજ નહિં પણ જેથી
તેમણે કોમના તથા પ્રજાના આશિર્વાદો મેળવી
પ્રજાનું કામ કર્યું છે એ માટે હું તેમને મુબારક
બાદી આપું છું. અને એવાં કામો મારી પ્રજામાંથી
બીજા શકસો કરતા રહેશે એવી ઉમેદ રાખુંછું આ
તકનો લાભ લઇ બીજી એક બાબત ઉપર બોલ
કરવા માગુંછું હમણાજ થોડા દિવસ પહેલાં રાવ
બહાદુર વસનજી ખીમજીના આમંત્રણથી એક શુભ
ક્રીયામાં ભાગ લેવાને આપણને તક મળી હતી તે

વખતે મારી તબીયત જરા નાદુરસ્ત હોવાથી હું કંઇ પણ બોલી શક્યો નહિ હતો. માટે આ પ્રસંગ ઉપર મારે તે વિશે કહેવું જોઇએ કે મહેતરામપ્રસાદજી અને શેઠ વસનજી આગેવાન થઇ ગરીબ નિરાધાર માબાપ વિનાનાં બાળકોની સંભાળ તથા કેળવણી માટે તથા હવે પછી પોતાનો નિર્વાહ કેવી રીતે તેઓ પોતાની મેળે ચલાવી શકે તે બાબતનો જે બંદોબસ્ત કર્યો છે તે બહુજ સ્તુતિપાત્ર અને ધર્મનું ખરેખરું કામ છે. નાવારસ બાળકોના વાલી થઇ તેમની જીંદગી બચાવવી તેમના ધર્મનું રક્ષણ કરવું અને તેમને પ્રજાના સારા રાજ્યભક્ત અને ઉપયોગી અંગભૂત બનાવવા એ કોઇ થોડો યશ નથી. શેઠ વસનજીએ કહ્યું કે તેમાં પૈસાની મદદ થઇ તે પૈસો એકઠો રાજ્યના પ્રતાપથી થયો. પણ મેં હમણાં કહ્યું તે પ્રમાણે પૈસા એકઠા કરવામાં માણસની ખુબી નથી પરંતુ તેનો સારો ધારો ઉપયોગ કરવામાંજ છે અને આપણે સર્વે કબુલ કરવું કે પૈસાનો ઉપયોગ જો આશ્રમને મટે થયો છે તેના કરતાં વધારે સારો ઉપયોગ કરવો તે મુશ્કેલીથી કરી શકાશે.

શેઠ અબ્દુલ કરીમ ! આપની જે માગણી છે કે આ સંસ્થાનના કેળવણી ખાતાના ઉપરીની આ નિશાળ ઉપર સરળ દેખરેખ રહે તેના દરબારી સ્કુલોમાં ચાલતા ધોરણ પ્રમાણે તેનાં અભ્યાસના ધોરણ રખાવે તે માગણી પ્રમાણે અમલ થવા માટે હું ખુશીથી મારા કેળવણી ખાતાના લાગતા વળગતા તરફ ફરમાન કરીશ; આ નિશાળની આબાદી થાઓ તથા દિનપ્રતિદીન તેના ઉપયોગી પણામાં તથા ફત્તેહમાં વધારો થતો જાઓ એમ હું ઇચ્છું છું.

ત્યારબાદ પાન સોપારી, ફુલના હાર, અત્તર ગુ- લાબ વગેરે વહેંચવામાં આવ્યાં હતાં ત્યારબાદ ખુ- શીના પોકાર સાથે સભા બરખાસ્ત થઇ.

તા. ૧૭–૯–૦૩.

## દીપોત્સવી પ્રસંગે સાયલે પધારવું.

ત્યાર પછી દિપોત્સવીનું પર્વ નજીક આવવાથી તે પર્વ કરવા કુમારશ્રી મેરૂભા સાહેબના તથા તેમના પિતાશ્રી વખતસિંહજી સાહેબના અતિ આગ્રહથી સા- યલે પધારવા પોતાની સાથે એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ, પ્રાઇવેટ સેક્રેટરી માનસિંહજી તેમ-

હજુરીઓ વગેરે માણસો સહિત ત્યાં પધાર્યા મુળી સ્ટેશન ઉપર સાયલાના મહારાજા વખતસિંહજી પણ મહારાજા જામસાહેબને લેવા પોતાના માણસો સહિત હાજરજ હતા. અહિં મહારાજા જામશ્રીજી જસાજી સાહેબને કેટલુંએક માન આપવામાં આવ્યું ત્યાં રવાનાં થઇ સાયલે પહોચ્યા. ત્યાં મહારાજા જામશ્રીજી જસાજીને અગીયાર તોપોનું માન આપવામાં આવ્યું. મોટી ધામધુમથી ગામમાં પધરામણી થઇ તે વખતે શહેર પૂર ભપકાથી શણગારવામાં આવ્યું હતું આ જોઇ મહારાજા જામશ્રીજી જસાજી સાહેબ અતી પ્રસન્ન થયા. અને ત્યાંની વસ્તી પણ આ મહારાજાના દર્શનથી પોતાના અહોભાગ્ય માની આનંદમાં રહેતી. દીપોત્સ્વીને દિવસે શહેરમાં ફરવા પધાર્યા તે વખતે આ મહારાજાના મનમાં અતિ આનંદ ઉદભવ્યો હતો. ત્યાં થોડા રોજ રહી પાછા સહીસલામત જામનગર પધાર્યા.

## એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબનાં લગ્ન મહોત્સવ.

સંવત ૧૯૫૦ ના ફાગણ સુદ ૨ ગુરૂવારે એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબના લગ્ન સોઢા ભા-

વસિંહજીના પુત્ર સોઢા હાનસિંહજીનાં પુત્રી વેરે થયાં. મહારાજા સાહેબશ્રી, જસાજી સાહેબને આ આનંદ પહેલો હતો કારણ પોતાના માનીતા અને વળી ખાસ એ ડી. સી. ના લગ્ન તેથી કરી તે પણ બહુજ પ્રમોદ પામવા લાગ્યા. દેશ વિદેશ કુમ કુમ પત્રિકા મોકલાવી કેટલાએક રાજા રાણાઓને તેડાવ્યા. તથા કુમારશ્રી મેરૂભા સાહેબના તિર્થસ્વરૂપ પિતાશ્રી સાયલા દરબારશ્રી વખતસિંહજી સાહેબ પણ પોતાના પુત્રના લગ્નમાં હર્ષ ધરી પધાર્યા. અહિં મહારાજા જામસાહેબ તરફથી સઘળા મિજમાનોને લાગ્ય શન્માન અપાતાં તથા તેને જોઇતો સર્વ સરંજામ પુરો પાડવામાં આવતો લગ્નને દિવસે મહારાજે સાહેબે બડી ધામધુમથી સવારી કાઢી પોતાના એ. ડી. સી. લગ્નના વરઘોડામાં ભાગ લેવા સાથે પધાર્યા કુમારશ્રી મેરૂભા સાહેબને તે દિવસે હાથીનો હોદ્દો આપી પોતે અશ્વ ઉપર સ્વાર બન્યા વળ પણ પોતાની તથા પોતાના મરહુમ પિતાશ્રી વિભાજીની ઉદારતા મુજબ કુમારશ્રી મેરૂભા સાહેબની વધાઇમાં પોતાનો અમૂલ્ય રત્નજડિત હાર તે દિવસે

મહારાજાએ ભેટ કર્યાં તથા બીજી કેટલીએક અમૂલ્ય અમૂલ્ય ભેટો આપી. ( તે અત્રે જગ્યાના સંકોચથી દાખલ કરેલ નથી. ) આ પ્રમાણે પોતાના એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબનાં લગ્ન કર્યાં. અને તેમાં મહારાજા જામશ્રી જસાજી સાહેબે કેટલુંએક ધન ખરચ્યું. ધન્ય છે જશધારી જશવંતને ! ! !

## મહાલ કલ્યાણપરમાં નવી ડીસ્પેન્સરી

આ સંસ્થાનના મહાલ કલ્યાણપરમાં તા. ૪-૮ ૧૯૦૩ ને રોજ નવી ડીસ્પેન્સરી ખોલવામાં આવતાં તે જગોએ મહાલ આટકોટના ડાકતર રણછોડલાલ ગીગાભાઇને મળતા પગારથી નીમવામાં આવ્યા છે ને તેની જગોએ હરીશંકર દયારામને નીમવામાં આવ્યા છે.

## જામનગરમાં જીવ હીસા નહી કરવા વિશે ઠરાવ.

તલપત નવાનગરમાં જીવહીસા અમુક દીવસ માસમાં નહી કરવા વિશે મહારાજાએ કરેલ ઠરાવ નીચે પ્રમાણે. શ્રાવણ માસ તથા પચોસણ અને દરેક માસની અગીયારસો તેમજ અમાસ અને જે સાલમાં પુરૂષોતમ માસ હોય તે માસમાં ખાટકી, કસાઇ, સીદી, વાઘેર લોકો વગેરે જેઓ જીવહીંસા કરવાનો ધંધો કરે છે તેઓએ જીવહીંસા નહી કર-

વા તલપતને માટે નંબર ૧૦ તા. ૨૪-૭-૧૯૦૩ ની જાહેરાત સ્ટેટગેઝીટ આંક ૩ પાને ૨૭ મે પ્રસીદ્ધ થએલ છે તે પ્રમાણે વર્તવું.

## જનાના સહિત મુસાફરી.

સંવત ૧૯૬૦ માં વૈશાખ માસમાં મહારાજા જામસાહેબ પોતાના પુરમાં પ્લેગ હોવા સબબ બહાર મુસાફરીએ જવા તૈયાર થયા. તે મહારાજાની સંગાથે તેમનાં પવિત્ર પત્નિ જામબા સાહેબ પણ તૈયાર થયાં. વળી એ. ડી. સી. કુમાર શ્રી મેરૂભા સાહેબ તથા તેમનાં પત્નિ સહિત તૈયાર થયા. પ્રાઇવેટ સેક્રેટરી જાડેજા માનસિંહજી, ડોકટર નરશીભાઇ તથા જામબા સાહેબનો કામદાર રા. રા. નરભેરામ જવેરચંદ પણ સાથે જવા તૈયાર થયા. એમ કેટલાંએક માણસોને લઇ જામનગરથી સ્પેશીયલ ટ્રેનમાં દિવસના ૨ બે બજ્યે રવાનાં થઇ લાગલા બીજે દિવસે સવારે અમદાવાદ પહોંચ્યા. અહિં એક દિવસ વિશ્રામ લીધો. બીજે દિવસે સવારે મુંબઇ તરફ રવાના થયા. ત્યાં તેઓ સહીસલામત પહોંચી. ત્યાંથી લાગલાજ પુના તરફ જવા પધાર્યા. પુના પહોંચતાં ત્યાં જઇ આગા-

ખાન સાહેબના એરોડાવીલ પેલસ ઉપર આવેલા બંગલામાં ઉતારો કીધો. અહિં આગાખાન તરફથી સઘળી સોઇ કરવામાં આવી હતી. તથા બેન્ડ બહારોથી વધાવી લેવામાં આવ્યા હતા. અહિં મોજમજાથી ૬ સાત દિવસ રહ્યા અને સઘળી નવીનવાઇ નિરખી. ત્યાંથી રવાનાં થઇ મહાબળેશ્વર મુકામે પધાર્યા ત્યાં ૧૫ પંદર દિવસ હવા ખાઇ ત્યાંથી બેંગ્લોર મુકામે પધાર્યા. ત્યાં ૪ ચાર દિવસ રહ્યા. ત્યાં રામેશ્વર યાત્રા અર્થે પધાર્યા. ત્યાં પૂર્ણ ભાવથી રામેશ્વરનાં દર્શન કરી પાવન થયા અને બ્રાહ્મણોની ચોરાશી જમાડી બહુ દક્ષિણા અને દાન આપ્યાં. વળી ત્યાં મહારાજા જામશ્રી જસાજી સાહેબ બહાદૂરે વીધીવત્ ઉપનયન સંસ્કાર પ્રાપ્ત કર્યા ત્યાંથી રવાના થઇ નિલગીરી મુકામે પધાર્યા. અહિંઆ કેટલીએક નવીનવાઇ નિરખી આશરે ૧૦ દશ દિવસ રહી ત્યાંથી મદ્રાસ પધાર્યા. મદ્રાસમાં બે દિવસ રહી યાત્રાર્થે જગન્નાથપુરી પધાર્યા. અહિં ઠાકોરજીનાં દર્શન કરી પોતાનાં સર્વ પાતકોનો ક્ષય કરી પોતે પવિત્ર બન્યા. બ્રાહ્મણોની ચોરાશીઓ જમાડી સર્વ ભૂદેવોને તૃપ્ત

કર્યા. અને કેટલાંએક દાનદક્ષિણા આપી તેઓનો અત્યંત આશિર્વાદ મેળવ્યો. ત્યાંથી કલકત્તા પધાર્યા અહિં કેટલાએક માન્ય સજ્જનોને મલી આનંદ પામ્યા. ત્યાં ૭ સાત દિવસ રહી ત્યાંથી ફરી મુંબઇ પધાર્યા. મુંબઇમાં વાલ્કેશ્વર ઉપર આવેલા આગાખાનના બંગલામાં ઉતારો કરી ત્યાંના ગૃહસ્થોને મળી આનંદ પામ્યા. આ સર્વ વખતે મહારાણીજી પણ જામસાહેબ સાથેજ હતાં. ત્યાં પાંચ ૫ દિવસ રહી પાછા જામનગર પધાર્યા. અને રૈયતની સંભાળ લીધી.

## શીતલા સાતમ.

સંવત ૧૯૬૦ માં શ્રાવણ માસમાં મહારાજા સાહેબ જામશ્રીજી જસાજી સાહેબ બહાદુરે પોતાના કુળની પદ્ધતી પ્રમાણે તથા આગળની રીતિ મુજબ શીળ સાતમની સ્વારી ચઢવા માટે કેટલાએક રાજા રાણાઓને આમંત્રણ આપી ખાસ પોતાના વૃદ્ધ વડવા શ્રીકૃષ્ણચંદ્રની વર્ષગાંઠોત્સવ સબબ શહેરમાં મોટી ધામધુમથી સ્વારી કાઢવાના રીવાજ મુજબ તે સઘળાઓને તેડાવ્યા. આ માસમાં શીળ સાતમના દિવસોમાંજ મોહમેદન વોરાઓનો ઓરસ હો-

વાને લીધે તેઓ જીવ હિંસા કરે છે એવું માજનને ખબર પડતાં તરત જ મહારાજા જામશ્રીજી જસાજી પાસે ખાસ જઇ અરજ કરી જેથી મહારાજા સાહેબે તેનો યોગ્ય નિકાલ કરી પોતાની વરતીને રાજી રાખી સાંજે બડી ધામધુમથી સ્વારી ચઢયા. આ સ્વારીમાં કેટલાએક રાજા રાણાઓ, શિવાય નાડેના ભાયાતો, તે શિવાય મુંબઇના માનવંતા ગૃહસ્થો, અને બાકીના અમીર ઉમરાવો શિવાય કેટલાએક પુરજનો હતા. સ્વારીમાં પહેલા ' સેનાધિપતી, તોપો, હવાલદારો, ઘોડાઓ, બેન્ડ, વગેરે વગેરે કેટલાક ભપકા સાથે છડીદારોના અવાજ સાથે મહારાજા જામશ્રીજી જસાજી સાહેબના સહુ મેદનીને દર્શન થયાં. આજ રીતે અને આથી પણ વધારે ઠાઠમાઠથી બીજે દિવસે એટલે શ્રાવણ વદિ ૮ ને દિવસે બડી ધામધુમથી સ્વારી કહાડી. અને તેજ પ્રમાણે શ્રાવણ વદિ ૯ ને દિવસે પણ સવારી કાઢવામાં આવી હતી.

# મહારાજા જામશ્રી જશવતસિંહજીનો જન્મ મહોત્સવ.

મહારાજા જામશ્રી પોતાના જન્મ દિવસના ઉત્સવની મહાન ખુશાલીમાં પોતાના પ્રથમના મિત્ર દોસ્તોને આગમચથી લખી ઘણા માન સાથે તેડાવતા હતા અને તેવા પ્રસંગ ઉપર કેટલાક રાજા અને રાજકુમારો તથા મુંબઇના ગ્રહસ્થો ઘણા આદરથી આવતા હતા. પોતાના જન્મ દિવસના ઉત્સવ તરીકે કેટલાક સાર્વજનિક ઉદાર કામ કરતા હતા. કારણકે જન્મ દિવસનો ખરો અર્થ તેઓ સમજતા હતા અને સોને પોતે કહેતા હતા કે. સહુ કોઇએ જન્મ ગાંઠપર કાંઇ ઉત્તમ લોકોપયોગી કામ અવશ્ય કરવું કે આપણો જન્મ દિવસ સફળ ગણાય અને કલ્યાણ થાય આવાં ઉત્તમ બોધવાકયો કોતરાવીને પોતાના લખવાના ટેબલપર વેઇટ તરીકે તથા બીજી હમેશાં ઉપયોગમાં આવતી ચીજ માટે વાપરતા. આવા તેમના ઉત્તમ વિચારો ધરથી હતા.

શ્રાવણ વદ ૧૨ ને દિવસે મહારાજા જામશ્રીજી જસાજી સાહેબની વર્ષગાંઠોત્સવ પ્રસંગે એક મોટી

કચેરી ભરવામાં આવી હતી. તેમાં સહુ રાજા રાણાઓ, ગૃહસ્થો અને પુરવાસીઓ પ્રેમથી પધાર્યા હતા. આ વખતે મહારાજા જામશ્રીજી જસાજી સાહેબ બહાદૂરને ખુશાલી પ્રસંગમાં સહુ માણસો નવનવી ભેટો અર્પતાં હતાં. વળી ભાટચારણો તથા કવિઓની ચમત્કૃતિથી રચાયેલી કવિતાઓ ગવાતી હતી તે સમયે સર્વ રાજા રાણાઓ આનંદની લહેરમાં ડોલતા હોય તેવાં દિસતા હતા.

## ગુણાનુવાદ કવિતા.

જશ ધારી (૨)
નવલસુ નરપતિ, જસાજામ અતિ—ટેક
દિનજનોને પાળો પ્રેમેથી, હેતે હસાવો આપ હસી,
ધન્ય છે નૃપતિ (૨) જશધારી.
ધર્મ સમાધીર ધર્મ ધુરંધર, પાર્થ સમી રણવીર હતી,
અહા આપ કૃતિ. (૨) જશધારી.
રહો સદા આનંદે જસાજી, પામીને પાર સુખો ઉદધી,
બહુ છત્રપતિ. (૨) જશધારી.

આ પ્રમાણે કેટલીએક કવિતાઓ ગવાઈ રહ્યા બાદ કંચનીઓના મધુર કંઠથી સુઆલાપ સહિત

મનોરંજક ગાન શ્રવણ થતાં ત્યારપછી કેટલાએક નોકરો જેવા કે, પલટણ, રસાલા, બેન્ડ વગેરેની સલામી થતી છેવટે પાન સોપારી ફુલપાન, અત્તર ગુલાબ વેંહેંચાઇ સભા બરખાસ્ત આ રીતે મહા આનંદથી ગજન રાણાઓ સાથે સ્નેહથી વર્તતા. તેજ દિવસે મહારાજા જામશ્રીજી જસાજી સાહેબ તરફથી અસંખ્ય બ્રાહ્મણોને મળતી.

મહારાજા જામશ્રીજી જસાજી સાહેબ બહાદૂરના જન્મોત્સવનો મુબારક દિવસ વિત્યા બાદ સહુ મિ-જમાનો રાજા તથા મહારાજા જામસાહેબ તરફથી મળેલી અનંત ભેટોને સ્નેહથી વધાવી લઇ પોતપોતાના વતનમાં પધાર્યા આ વખતે વઢવાણ ઠાકોર સાહેબ સર બાલસિંહએ મહારાજા જામશ્રી જસાજી સાહેબને દીપોત્સવી ઉપર પોતાને ત્યાં આવવા ખાસ આગ્રહ કર્યો. આથી મહારાજા જામશ્રી જસાજી સાહેબને ઘણું સારૂં લાગ્યું મહારાજા જામસાહેબે વઢવાણ ઠાકોર સાહેબને પોતાની મોટરકાર નામની ગાડી એ સાહેબને સ્નેહથી અર્પણ કીધી. તે લઇ તે નામદાર વઢવાણ પધાર્યા. સાયલા દરબાર પણ સાયલા તરફ પધાર્યા.

# દીપોત્સવી સબબ વઢવાણ જવું.

મહારાજા જામશ્રી જસાજી સાહેબ એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ પ્રાઇવેટ સેક્રેટરી જાડેજાશ્રી માનસિંહજી વગેરે વગેરે કેટલાએક માણસોને સાથે લઇ વઢવાણ દીપોત્સવી પર્વ કરવા પધાર્યા. વઢવાણ સ્ટેશન ઉપર ઠાકોર સાહેબશ્રી બાલસિંહજી તથા ત્યાં કેટલાએક અમીર ઉમરાવો મહારાજાની સામા આવ્યા હતા. ગાડી આવતાં વેંતજ મહારાજા જામશ્રી જસાજી સાહેબને પુષ્પ વૃષ્ટિથી વધાવી લીધા. વળી પણ તોપોના અગાઆર અવાજોથી મહારાજા જામશ્રી જસાજી સાહેબને માન આપ્યું. મોટી સ્વારી સાથે ધામધુમથી મહારાજા જામસાહેબ શહેરમાં પધાર્યા. આ વખતે શહેર પૂર ભપકાથી શણગારવામાં આવ્યું હતું. સહુ પુરજનો મહારાજા જામશ્રી જસાજી સાહેબને નિરખી આનંદ પામતાં હતાં. દીપોત્સવીને દિવસે એક કચેરી ભરવામાં આવી હતી. ત્યાં જાતજાતના રંગ બેરંગી દિવાઓથી ઇંદ્રાપુરી ખડી કરી હોય તેવી શોભા બનાવી હતી. વળી ગામમાં પણ ઠેકઠેકાણે વીજળી

સમાન પ્રકાશ પ્રસરી રહ્યા હતો. આ સઘળી શોભા નિરખી મહારાજા જામસાહેબ ઘણા આનંદ પામ્યા. ત્યાં ઘણી સરભરા સાથે થોડા રોજ રહી પાછા જામનગર તરફ પધાર્યા.

## માતાશ્રી રોઝીની યાત્રા.

સંવત ૧૯૬૦ ના માગસર સુદ ૯ ને દિવસે મહારાજા જામશ્રી જસાજી સાહેબ પોતાનાં સંખ્યાબંધ માણસો તથા પોતાની મહારાણીઓને સાથે તેડી જામનગરથી ચાર કોસ દૂર સમુદ્ર કીનારે આવેલાં રોઝી માતાની યાત્રાએ પધાર્યા. અહિ આવી ઘણુંએક ખર્ચ કર્યું બ્રાહ્મણોને વરેણીમાં વરાવી સત ચંડિ આદિ કાર્ય કરાવી અગણિત દક્ષિણાઓ આપી ત્યાં મહારાજા જામસાહેબ જનાના સહિત ૩ રાત્રિ રહ્યા હતા, અને મોટી સવારીને બડી ધામધુમથી પાછા શહેરમાં પધાર્યા. આ જગ્યા મરહુમ મહારાજાના પિતાએ લાખો રૂપીઆ ખરચી ઘણા સુંદર બંગલા અને ગઢ વીગેરે બંધાવી પોતે હમેશ ત્યાંજ રહેતા આજ પણ શેહેરનાં સંખ્યાબંધ માણસો ત્યાં હમેશ જાય છે.

# ફીમેલ હાસ્પીટલ.

સ્વર્ગવાસી મહારાજા જામશ્રી વિભાજી જેઓ પોતાની ગરીબ તથા તંગીવાળી પ્રજાને ઈગ્રેજી દવાનો અલભ્ય લાભ આપવા ઘણા ઉત્સુક હતા, તેની ઉદાર ધારણાથીજ તેણે જામનગરમાં ચાર અને પોતાના ઘણાખરા માહાલોમાં ડીસ્પેન્સરી કરેલ છે. જેનો લાભ સર્વ પ્રજા લીએ છે વળી આ શહેરમાં દેશી વૈદ્યોની વૃદ્ધિ અને હકીમોની દવાઓપર લોકો પૂર્ણ વિશ્વાસ રાખે છે તેથી તેવા શુપ્રસિદ્ધ વૈદ્યોને પણ મરહુમ મહારાજાએ ઘણા માન સાથે મોટા પગારથી લોકની તંદુરસ્તી માટે રાખેલા છે જેની દવાનો અલભ્ય લાભ પ્રજાને સંતોષ પૂવર્ક મળે છે, છતાં મહારાજા જામશ્રી જસાજીએ વિચાર્યું કે દવા દાન દીધા સમાન અન્ય પુણ્ય નથી. આમ ધારી સ્ત્રીઓ માટે ઇલાઇદી ગોઠવણ ઉપરની ચાર ડીસ્પેન્સરીમાંજ સઘળાં લોકોને સાથે રાખવામાં પૂરતી સગવડતા છતાં સ્ત્રીઓ માટે ખાસ જુદી ગોઠવણ કરી કારણ કે મરદ ડાકતરને જ્યારે પોતાનું ગુપ્ત દરદ પોતાની મરજાદ તજી દઇ બતાવે ત્યારે એ દુઃ

ખી સ્ત્રીના દરદનો અંત આવે. આથી કરી બૈરાંઓને વાસ્તે સવત ૧૯૬૨માં ખાસ મુંબઈથી મીસીસ માણેકબાઇને રૂ. ૨૫૦ ના દરમાયાથી તેડી લા; વી એક ફીમેલ હોરપીટલ ખંભાળીયાના દરવાજા બહાર આવેલા ગુલાબ બાગમાં તા.૧ ડીસેમ્બર સને ૧૯૦૫માં સ્થાપી કારણ કે સ્ત્રી વર્ગ જેને તેની જીંદગીમાં ઘણીવાર સારી હુશીયાર સ્ત્રી વૈદની જરૂર પડે છે એમ ધારી આ સુંદર ફીમેલ હોરપીતાલ ઉઘાડી દુઃખ પામતી દુર્ભાગી અબળાની અનંત આશિશ મહારાજા જામશ્રી જસાજીની સદાને માટે પરોપકાર વૃતિ અને સ્વધર્મ ઉપર ઘણીજ શ્રદ્ધા હતી.

## મહારાજા જામશ્રીનો વઢવાણને મુળીના ઠાકોર સહિત મુંબાઈ પ્રવાસ.

તારિખ ૬ જાનેવારી ૧૯૦૫ એટલે સંવત ૧૯૬૧ના પોષ સુદિ ૧ ને શનિવારને રોજ મહારાજા જામશ્રી જસાજી મુંબઇની મુસાફરીએ પધારવા તૈયાર થયા. તેમની સાથે કુમારશ્રી મેરૂભા એ. ડી. સી. સાહેબ જાડેજા માનસિંહજી અને કેટલાએક અમીર ઉમરાવો હતા. આ સર્વ સ્વારી રેલવેમાં

રવાના થઇ મુળી સ્ટેશને પહોચ્યા. સાયલા ઠાકોર સાહેબ વખતસિંહજી મુળી સ્ટેશને સામા પધારી મહારાજા જામસાહેબને મળી ઘણા ખુશી થયા મ હારાજા જામસાહેબ તેમને સાથે લઇ વઢવાણ કાંપ- માં પધાર્યા ત્યાં વઢવાણના ઠાકોર સાહેબ બાલસિંહજી મળવા પધાર્યા. મહારાજા જામસાહેબને મળી ઘણો આનંદ પામ્યા. ત્યારે ઠાકોર સાહેબ બાલસિંહજીના અત્યાગ્રહ ઉપરથી મહારાજા જામસાહેબ વઢવાણ શાહેરમાં પધાર્યા ઠાકોર સાહેબે ઉત્તમ પ્રકારની મીજ બાની આપી, જામ સાહેબની ઘણી બરદાસ્ત કરી અને ભોજન આરોગી ઠાકોર સાહેબને પોતાની સા- થે મુંબાઇ આવવા કહેતાં બાલસિંહજી મુંબઇ જવા તૈયાર થયા એ રીતે વઢવાણ ઠાકોર સાહેબ તથા સાયલા ઠાકોર સાહેબને સાથે લેઇ જામસાહેબ વઢ- વાણથી રવાના થઇ અમદાવાદ પધાર્યા.

અહિં ઠાકોર સાહેબ બાલસિંહજીએ અગાઉથી પોતાના માણસો રવાનાં કરી ભોજનની તૈયારી કરા- વેલ હોવાથી મહારાજા જામ સાહેબ અમદાવાદ ઉતરી વિવિધ પ્રકારનાં ઉત્તમ ભોજનો આરોગી તા-

રીખ ૭ મીને રોજ સવારના સાત બજે મુંબઈ ગ્રાં
ટરોડ સ્ટેશને પધાર્યા તેથી મુંબઈ શહેરમાં આનંદ
વર્તાઇ રહ્યો. આ સ્ટેશન ઉપર કચ્છ તથા હાલાર
વિગેરે દેશના ધનાઢ્ય વેપારીઓએ આવી મહારાજા
જામ સાહેબ ઉપર પુષ્પની વૃષ્ટિ કરી, તથા જામ
સાહેબને પોતાને બંગલે પધારવા અરજ કરી, પરંતુ
આગાખાનનો ઘણો આગ્રહ હોવાથી મહારાજા
જામ સાહેબ, વઢવાણ તથા સાયલા ઠાકોર સાહેબ
સાથે તેમને બંગલે પધાર્યા. મુંબઇમાં મહારામ જા-
મ સાહેબે ઘણાં સારાં જોવા લાયક મકાનો તથા
નાટક આદી અનેક ઉત્તમ ખેલો જોયા તથા કેટલા
એક અત્યુત્તમ ઘોડાઓ અમૂલ્ય ઝવેરાત તથા જરી
યન પોશાકો વિગેરે વિવિધ માલ ખરીદ કરી એટ-
લુંતો દ્રવ્ય ખરચ્યું કે જે જોઇ બીજા મોહ પામી
ગયા મહારાજા જામ સાહેબની ઘણી તારીફ સાંભ-
ળી વડેદરના ગાયકવાડ સરકાર મહારાજા સયાજી
રાવે તેમને વડોદરે પધારવા આમંત્રણ મોકલતાં
તારિખ ૧૬ મીએ રાત્રીનાં ૧૧ બજે વડોદરે
પધાર્યા.

# વડોદરામાં મહારાજા શિયાજીરાવ-ની મુલાકાત.

મુંબઇથી રવાનાં થઇ મહારાજા જામશ્રી લાગલા વડોદરા સ્ટેશનપર પધારતાં વડોદરા દિવાન આદિ અમલદારો સ્ટેશનપર સામા લેવા પધારતાં ઘણાં માન સહિત રાજ્યમાં પધારી નામદાર શિયાજીરાવ-ની મુલાકાત લઇ પરસ્પર કુશળ ખબર પુછી ઘણી જ ખાત્રી કરી, તથા પોતાની સાથે લઇ સઘળી રયાશત, બગલો અને હાથીની સાઠમારી આદિ ઘણાં મનરંજન ખેલો બતાવ્યા એ પ્રમાણે પરસ્પર ઘાટો સંબધ બાંધી મહારાજા જામ સાહેબ ત્યાંથી તારિખ ૨૦ મીએ રવાનાં થઈ દિવસના આઠ બજે અમદાવાદ પધારી અમીર ઉમરાવો સહિત ભોજન આરોગી રેલ રસ્તે રવાના થયા. દિવસના બારબજે વઢવાણ કાંપમાં પધાર્યા ત્યાં વઢવાણ ઠાકોર સાહેબ બાલસિંહજી ઘણો સ્નેહ દર્શાવી રજા લઇ વઢવાણ પધાર્યા. ત્યાર પછી મુળી સ્ટેશને પધારતાં સાયલાના ઠાકોર સાહેબ વખતસિંહજી પણ રજા લઇ સાયલે [illegible]ાર્યા અને મહારાજા રાજકોટ પધાર્યા. ત્યાંથી

રાત્રીના નવ બજે રવાનાં થઈ મોજમજાથી જામન-ગર પધાર્યા. તે વખતે શહેરમાં પધારી પોતાની વ-સ્તીને આનંદ આપવા લાગ્યા.

# રાજકોટમાં ગવર્નર લોર્ડ લેમીંગટનની મુલાકાત.

મુંબઈના નામદાર ગવર્નર સાહેબ બહાદુર લોર્ડ લેમીંગટન સાહેબ તારિખ ૩ માર્ચ સને. ૧૯૦૫ ના રોજ રાજકોટ પધારવાના હોવાથી રાજકોટના પોલીટીકલ સાહેબે કાઠિયાવાડના સર્વે રાજાઓને ત્યાં પધારવા આમંત્રણ મોકલતાં તે વાંચી રજપુતીના ૩૫ મહારાજા જામસાહેબ શ્રી. જસાજી ઘણા ઉત્સા-હથી મુખ્ય દિવાન સાહેબ મહેરવાનજી, કુમારશ્રી મેરૂભા સાહેબ, ઉમરકોટની ઠાલરૂ સોઢા દાનસિંહજી તથા કેશરિસિંહજી, જાડેજા માનસિંહજી, વસ્સોડાના ચાવડા ગનુભા, વાઢેર લખુભા, ગોકળભાઇ નવાનગર જામદાન ખાનાના સુપ્રીન્ટેડેન્ટ, મુખ્ય વકિલ સોમ-ચંદ શાહ, તથા પ્રાંત વકિલ શિવલાલભાઇ વિગેરે કેટલાએક ઉમરાવોને સાથે લઇ, રાજકોટ પધારવા

તૈયાર થયા. ત્યારે કેટલાએકને પોતા સાથે રેલવે રસ્તે આવવા હુકમ કર્યો અને કેટલીએક સેનાને પગ રસ્તે આવવા ફરમાવ્યું. એ પ્રમાણે મહારાજા જામસાહેબ તૈયાર થઇ આગગાડીમાં બીરાજી પોતે તથા સાથે કેટલાંએક માણસો લઇ રાજકોટ પધાર્યા ત્યાં વઢવાણ ઠાકોર સાહેબ બાલસિંહજી, તથા બીજા કેટલાએક મોટા હોદાદાર યુરોપ્યનો ઓફીસરો સ્ટેશને સામા આવી અગીઆર તોપનું માન આપ્યું તેમને મળી અત્યાનંદ પામી મહારાજા જામસાહેબ પોતાને બંગલે પધાર્યા. તે બંગલામાં અગાઉથીજ તૈયારી કરવામાં આવી હતી. તે બંગલો રંગ બેરંગીથી રંગત કરી શોભાયમાન કર્યો હતો. મહારાજા જામસાહેબ શ્રી જસાજીને ગોંડલના ઠાકોર સાહેબ સર. ભગવસિંહજી. વઢવાણ ઠાકોર સાહેબ શ્રી બાલસિંહજી, મોરબી ઠાકોર સાહેબ સર. વાઘજી તેમના કુંવર જીલુભા, ધ્રોલના ઠાકોર હરિસિંહજી, ગૌરિદડના દરબાર પ્રતાપસિંહજી, રાજકોટ ઠાકોર સાહેબ લાખાજી, જસદણના દરબાર ઓઢોખાચર તથા તેમના કુંવર વાછસુર ખાચર, સાયલા ઠાકોર

સાહેબ વખતસિંહજી, ચૂડાના ઠાકોર માધવસિંહજીના કુંવર જોરાવરસિંહજી, કોટડાસાંગાણીના ઠાકોર મુળવાજી, રાજપુરાના દરબાર લાખોજી, ગઢકાના દરબાર શિવસિંહજી અને બીલખાના ખોડાવાળા આદિ રાજાઓ મહારાજા જામજસાજીને મળવા આવ્યા. ત્યાર પછી મહારાજા જામસાહેબને વઢવાણ ઠાકોર સાહેબ બાલસિંહજીએ પોતાને ઉતારે ગોઠનું આમંત્રણ કરેલું હોવાથી જામસાહેબ પધાર્યા. તથા ગોંડલ ઠાકોર સાહેબ ભગવતસિંહજી, કોટડા ઠાકોર મુલવાજી, જસદણ દરબાર ઓઢાખાચર, મોરબી ઠાકોર વાઘજી તથા સાયલા ઠાકોર વખતસિંહજી વિગેરેને મળવા તેમને ઉતારે મહારાજા જામસાહેબ પધાર્યા. ત્યાર પછી ગવર્નર સાહેબે કચેરીમાં આવવાનો જે વખત મુકરર કરેલો વખતે મહારાજા જામસાહેબ જસાજી, દિવાન બહાદુર મહેરવાનજી, કુમારશ્રી મેરૂભા સાહેબ સોઢા દાનસિંહજી તથા કેશરીસિંહજી, જાડેજા માનસિંહજી, કમાન્ડિંગ રામસિંહજી, મુખ્ય વકિલ સોમચંદ, તથા પ્રાંત વકિલ શિવલાલ તે સઘળાને સાથે લઇ કચેરીમાં પધારી ગવર્નર સાહેબને મળ્યા

ત્યારે મહારાજા જામસાહેબને ઘણા તેજસ્વી જોઇ ગવર્નર સાહેબ ઘણો આનંદ પામ્યા. તે વખત મહારાજા જામસાહેબને ૧૧ તોપનું માન મળ્યું. ત્યાં કાઠીઆવાડના સઘળા રાજાઓ તરફથી મહારાજા જામશ્રી જસાજી મધુર અને સુંદર વાણીથી નામદાર ગવર્નર સાહેબને આપવાનું માનપત્ર ઘણીજ છટાથી વાંચ્યું. તે સાંભળી કાઠીયાવાડના તમામ રાજાઓ તથા ગવર્નર સાહેબ ઘણાજ ખુશી થયા; અને તાળીઓના નાદથી મહારાજા જામસાહેબને વધાવી લીધા. આથી દુશ્મનો માનહીન થઇ નીચું મ્હો કરી નાશી ગયા. ત્યારબાદ સઘળા રાજા અને નામદાર ગવર્નર સાહેબ તરફથી અત્તર ગુલાબ પાન વિગેરે મળતાં સૌ પોતપોતાને મુકામે પધાર્યા. તે વખતે સૌ રાજાઓના દરજ્જા મુજબ તેમને તોપોનું માન આપવામાં આવ્યું ત્યારે જામસાહેબને ઉતારે પહોંચાડવા એજંટ કું. ધી. ગવર્નર કેનેડી સાહેબ પધાર્યા તેમને મહારાજા જામસાહેબે ઘણા માન સાથે પાન સોપારી અત્તર તથા ફુલની માળાઓ વિગેરેથી ઘણી ખાત્રી કરી. ત્યારપછી નામદાર ગવર્નર સાહેબ પો-

તાને ત્યાં પધારવાના છે, એવા ખબરથી મહારાજા જામસાહેબ જસાજીએ તેમની મુલાકાત લેવા સોનાનું અમુલ્ય સિંહાસન તથા કેટલીએક સોના રૂપાની ખુરશીઓ વગેરે ગોઠવી સઘળી તયારી કરી પોતાનો બંગલો ઇંદ્રના ભુવન સરખો શોભાવ્યો ત્યાં નામદાર ગવર્નર સાહેબ પધાર્યા. તેમને મળી વિવિધ પ્રકારની ખુશી આનંદની વાતો કરી ગવર્નર સાહેબે રજા માગતાં તેમને અત્તર, પાન, ગુલાબ વિગેરે આપી મહારાજા જામસાહેબ બંગલાના દરવાજા સુધી પહોંચાડવા પધાર્યા એ પ્રમાણે જામશ્રી જસાજીએ ગવર્નર સાથે ઘણોજ ઘાટો સ્નેહ બાંધ્યો સાયલાના ઠાકોર સાહેબે શ્રી વખતસિંહજીને ઉતારે પધારી કુમારશ્રી મદારસિંહજી તથા કલ્યાણસિંહજીને સાથે લઇ. સ્પેશીઅલ ટ્રેનમાં બીરાજી જામનગર પધાર્યા. આ વખતે વસ્તીના મનને આનંદ આનંદ દેખાયો હતો.

## બહારવટીયા રાયદેનું ધીંગાણું ને મરણ.

સંસ્થાન જામનગર તથા જુનાગઢ તથા ઇંગ્રેજ સરકારના બહારવટીયા. રાયદેચુચડ જે બારાડીમાં માડી ગામના રહીશ કે જે બહુ બહારવટાં કરી

આજ દિવસ સુધી એજ કામ કરતો હતો તેણે કે-
ટલીએક તુરંગો તોડી હતી તેને પકડવા મહારાજા
જામ શ્રી જસાસાહેબ કેટલીએક ડીટેકટીવની ચોક-
શીથી પકડવા માટે બંદોબસ્ત કર્યો હતો કે જેનું
પરિણામ નીચે મુજબ આવ્યું.

સને ૧૯૦૪ ના એપ્રીલ માસની ૧૯ મી તારીખે
બહારવટીયા રાયદે બુચડે તથા તેના સાથીઓએ
બજાણા ગામ ભાંગી પાડ્યું તે ચોરાઓને ખબર
પડતાં ધુંસતથી ત્યાં પહોંચ્યા. પણ તેઓ ભાગી
છુટા. ત્યાંથી સર્વ પોલીસોએ તેની પુઠ પકડી અને
તેમાં આંબલાની હદમાં રાયદેથી ભેટો થયો અને
ત્યાં મોટું ધીંગાણું થયું. પરસ્પરના માણસો ઘાયલ
થયાં. ત્યાંથી તેઓ ફરીને ભાગી છુટા. તો પણ
તેની પુંઠ છોડી નહિ રાત્રિ દિવસ અન્નપાણી વગર
આમતેમ ભટકતાં હાથ લાગ્યો નહિ તેથી તેઓ
તેટમાંજ છુપકીથી રહ્યા. તેવામાં કાલાવડ સીમાણી-
માંથી કાળા મહારાજ તરફથી ખબર મળ્યા કે તે
હરામખોરો અત્રે રહેલા છે તેથી તે ધુંસતે ત્યાંથી
કુચ કરી અને ગામમાં પેઠા. જે ઘરમાં હરામખોરો

ભરાયા હતા તે ઘરને ગ્યાસલેટ તેલથી સળગાવી મારો ચલાવ્યો. રાયદેએ ઘરમાંથી પણ સામો મારો ચલાવ્યો. આ પ્રમાણે સામસામી મારામારી થઇ જેથી ઘરમાં પડેલાં ફાંકા આડું ગાડું રાખી તે ઘરને ઘેરો ઘાલ્યો. અંતે રાયદે ઘાયલ થયો. પરંતુ હાથ આવ્યો નહિં. તેમાં રાયદેની ગોળીથી રસાલદાર મહમદખાં મરાણા. અને રાયદે પણ ઠાર માર્યો ગયો. બાકીના તેના કેટલાએક સાથીઓ ભાગી છુટા તથા કેટલાએકને કેદ કર્યા. રાયદેની લાસ નવાનગર શહેરમાં લાવવામાં આવી હતી. મહારાજા જામસાહેબશ્રી જાજી સાહેબ આથી બહુજ પ્રસન્ન થયા અને તેમ ભાગ લેનારાઓને ઇનામો આપ્યાં. રસાલદાર મહમદખાંની સ્ત્રીને ખોરાક પોશાક આપ્યો. તેના પુત્રને રસાલદારની નોકરી આપી તથા બીજા કેટલાએ પોલીસોને તેની મહેનત બદલ યોગ્ય બક્ષીસ આપી હતી તેની ઉદારતા એજ આ કામ પારપાડયું એમ કહીશું તો પણ કઇ ખોટું નથી. બાતમીદાર કાળા મહારાજને રૂ. ૨૦ ના પગારથી જમાદારની નોકરીઉપર રાખ્યો. તેમજ બીજા કેટલાએક સીપા-

ઈયોના દરજ્જા વધાર્યા. આથી મહારાજા જામશ્રી જસાજી ઘણા ખુશી થયા હતા.

## શ્રી નાથજીના મહારાજ શ્રીની જામનગરમાં પધરામણી.

સંવત ૧૯૬૧ ના માહા વદ ૮ ને બપોરના બે બજ્યે શ્રીનાથજીના તિલકાયત ગાદિપતિ શ્રીમા ગોવરધનેશજી મહારાજ જામનગરમાં પધાર્યા. અહિં પધારવાનું કારણ એ હતું કે ભાટીયા જ્ઞાતિય વૈકુંઠ-વાસી શેઠ શ્રી વેરશી કમરશીનાં ધર્મપત્નિ બાઇ શ્રી માણેકબાઇના ખાસ આગ્રહ અને તેમની શ્રદ્ધા જોઇ તથા તે બાઇ શ્રી તરફથી ધર્માદા દાખલ કરેલ કાર્યમાં એક શ્રીનાથજીની હવેલી કે જે બજાર મધ્યસ્થ આવેલી છે. તેમાં મહારાજશ્રીને પધરાવવા જીજ્ઞાસા જોઇ અત્રે પધાર્યા હતા.

આજરોજ આ શહેરમાં શોભાની સીમા રહી નહિ હતી. ગલીએ ગલીએ તથા દરેક રસ્તાએ ઉપર ધ્વજા પતાકાઓ તથા બીજી કેટલીએક શૌભાથી શહેર ઝળકી રહ્યું હતું. બપોરના બે વાગતા સૌ પ્રજાવર્ગ તથા મહારાજા જામશ્રી જસાજી સાહેબ

પોતાના અધિકારી વર્ગ સહિત સ્ટેશને પધાર્યા હતા. ગાડી આવતાં મહારાજા તરફથી પુજ્યપાદ મહારાજને તોપોનુ માન મળ્યું તથા મુક્તાફળોથી વધાવ્યા. આ વખતે વૈશ્નવોના મનમાં આનંદ થઇ રહ્યો. ત્યાર પછી એક મોટી સ્વારી ચઢી અને મહારાજા જામશ્રી જસાજી સાહેબ પણ મહારાજ ગોવરધનેશજીની સાથે હતા. તે પોતે દરબારમાં ગયા પછી તે સ્વારી બજારમાં ફરી બાઇ શ્રી માણેકબાઇએ બંધાવેલી હવેલીમાં પધારી તે મંદિરને પાવન કીધું. આથી માણેકબાઇના મનમાં હર્ષની સીમા રહી નહિ. તેમ તે મહારાજને પણ તેનો ભાવ જોઇ હર્ષ થયો. ત્યાં થોડીવાર બીરાજી તેજ સ્વારીથી પરબારા દ્વારકાંપુરીમાં પધાર્યા. ત્યાં વૈષ્ણવ સજ્જનોને પાદામૃતનો અલભ્ય લાભ આપ્યો. ત્યાં મહારાજા, જામસાહેબ શ્રી જસાજી સાહેબ બહાદુરે પધારી મહારાજ શ્રી ૧૦૮ ગોવરધનેશજી મહારાજને ૧૦૦૦ એક હજાર રૂપીઆ તથા બીજી કેટલીએક નવીન ભેટ કરી. ત્યાં બાદ મહારાજા જામસાહેબે તેમને માન્ય વચનોથી વધાવી મોટું માન આપ્યું. મહારાજ શ્રી

૧૦૮ ગોવરધનેશજી મહારાજ આ તરૂણ રાજાની ઉદારતા જોઇ આનંદ પામ્યા. ત્યાર પછી મહારાજા જામસાહેબ તે મહારાજનો આશિર્વાદ મેળવી પોતાને બંગલે પધાર્યા. વૈષ્ણવ સજ્જનોમાં હર્ષ વધ્યો એટલુંજ નહિ પણ મહારાજાની સ્વારી પાછળ જયાં જોઇએ ત્યાં લોકના થોક પાછળ પાછળ દોડતાં જણાયાં. એજ રીતે બે કલાક રહી ચાર બજ્યાને સુમારે સ્પેશીયલ ટ્રેનમાં બોરાજી મહારાજ શ્રી ૧૦૮ ગોવરધનેશજી મહારાજ પાછા પધારી ગયા. આ વખતે તોપોનું માન આપવામાં આવ્યું હતું.

## પ્રિન્સ ઓફ વેલ્સ પધારતાં મુંબઇ પ્રવાસ.

નામદાર શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ મુંબાઇ પધારવાના હોવાથી રાજાઓને આમંત્રણ કરવાના ખલીથા આવતાં તે વાંચી રજપૂતીના રૂપ મહારાજા જામસાહેબ ઘણા ખુશી થયા. સંવત ૧૯૬૨ ના શિયાળામાં નામદાર શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સ આર્યાવર્ત જોવા પ્રથમ મુંબાઇ પધારવાન હોવાથી તેમની મુલાકાતે જવા વિચાર થતાં મહારાજા જામ

શ્રી જસાજીએ મુખ્ય દિવાન મહેરવાનજી પેસ્તનજી તથા મોટા મનવાળા કુમાર શ્રી મેરૂભા સાહેબને બોલાવી મુંબાઇ જવાનું ફરમાવતાં દિનદયાલ તથા બુદ્ધિશાળી દિવાન સાહેબ મહેરવાનજીએ કહ્યું કે આપના પૂર્ણ પ્રતાપથી સઘળી સામગ્રી તૈયાર છે. ત્યારે મહારાજા જામસાહેબે દિવાન સાહેબ મહેરવાનજી, કુમારશ્રી મેરૂભા સાહેબ, સોઢા દાનસિંહજી, સોઢા કેશરીસિંહજી, ચતુર ડોક્તર સાહેબ દાદાભાઇ, જાડેજા માનસિંહજી, તથા કમાન્ડીંગ ઓફીસર સોઢા રામસિંહજી દાનસિંહજી આદિ અનેક સુભટો સાથે લેવા તૈયાર થયા. એ પ્રમાણે કેટલુંએક સૈન્ય સાથે લઈ મહારાજા જામશ્રી જસાજી સાહેબ રેલમાં બીરાજી રવાનાં થયા.

એ પ્રમાણે જામનગરથી રવાના થઇ મુંબઇ ગ્રાંટરોડ સ્ટેશન ઉપર સહીસલામતે પહોંચ્યા. અહિં કેટલાએક ધનાઢ્ય વેપારીઓએ ત્યાં આવી ઘણોક ઉત્સાહ દર્શાવી મહારાજા જામશ્રી જસાજીને ફુલથી વધાવી લીધા. તે સ્ટેશન તથા મુંબઇ શહેરની શોભા જોઇ મહારાજા જામ સાહેબ ઘણા ખુશી થયા.

એ પ્રમાણે મહારાજા સાહેબને કેટલું એક માન મ-
ળ્યું ત્યાર બાદ મહારાજા જામશ્રી જસાજી સાહેબ
આગાખાનના સુંદર બંગલામાં ઉતર્યા. ત્યાર પછી
ડિસેમ્બર માસમાં મુંબઇના ગવર્નર લોર્ડ લેમીંગ્ટન
સાહેબની મુલાકાત લેવા પોતાના સઘળા સુભટોને
તૈયાર કર્યા. નામદાર ગવર્નર સાહેબની મુલાકાતે પ-
ધારતી વખતે મહારાજા જામસાહેબ, દિવાન મહેર-
વાનજી, કુમારશ્રી મેરૂભા, સોઢા દાનસિંહજી, સોઢા
કેશરીસિંહજી તથા તેમના પુત્ર રામસિંહજી, દાદાભાઇ
વિગેરેને સાથે લઈ ગવર્નર લોર્ડ લેમીંગ્ટન સાહેબની
મુલાકાતે પધાર્યા. ત્યાં મળી પરસ્પર કુશળ પ્રશ્ન પુછી
ઘણો આનંદ લીધો. તે વખતે મહારાજા જામસા-
હેબને ૧૧ તોપનું માન મળ્યું તથા પાન, અત્તર,
ગુલાબ, વિગેરે લઇ પોતાને બંગલે પધાર્યા તે વખતે
૧૧ તોપનું માન મળ્યું. એ રીતે મુંબઇમાં ઘણો
આનંદ ભોગવવા લાગ્યા. તારીખ ૧૧ મી ડીસેમ્બ-
રના રોજ નામદાર શાહજાદા પ્રિન્સ ઓફ વેલ્સની
મુલાકાતનો દિવસ મુકરર થયેલો હોવાથી મુંબઇમાં
ઘણા રાજાઓ આવેલા હતા તેથી તે દિવસે મુંબ-

ઇની બજારમાં માણુસોની ગરદી એટલી તો હતી કે ક્યાંય પણ હાલવા ચાલવાનો રસ્તો મળી શકતો નહોતો. તથા તે શહેર એવી સરસ રીતે શણુગારવામાં આવ્યું હતું કે તેનું વર્ણન કરતાં પાર પણુ આવે નહિ. તે દિવસે મહારાજા જામશ્રી જસાજી સાહેબ, કુમારશ્રી મેરૂભા એ ડી. સી. સાહેબ, દિવાન સાહેબ મહેરવાનજી પેસ્તનજી, સોઢા દાનસિંહજી, સોઢા કેશરીસિંહજી, તથા રામસિંહજીને સાથે લઈ નામદાર પ્રિન્સ ઓફ વેલ્સની મુલાકાતે એ પધાર્યા. તે કચેરી ઘણીજ સરસ રીતે શણગારવામાં આવી હતી. ત્યાં આવી રાજાઓ નામદાર પ્રિન્સ ઓફ વેલ્સને મળી ઘણો આનંદ પામી તેમના ઘણા વખાણુ કરવા લાગ્યા. ત્યાર પછી અત્તર, પાન, ગુલાબ, વગેરે લઇ પોતપોતાને બંગલે પધાર્યા. ત્યારે સર્વે રાજાઓને પોતપોતાના દરજ્જા પ્રમાણે તોપોનાં માન મળ્યાં. એ પ્રમાણે મહારાજા જામ સાહેબ ઘણો આનંદ ભોગવી પોતાને બંગલે પધાર્યા.

બે રોજ પછી નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ મહારાજા જામશ્રી જસાજી સાહેબની વળતી મુલાકાત

માટે ખાસ તેમને એટલે મહારાજા જામસાહેબને ઉતારે પધાર્યા. આ વખતે નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ સાહેબને તોપોના માન સહિત મુક્તાફલોથી વધાવી આવકાર આપી બેન્ડ વાજાના માન સહિત કચેરીમાં પધરાવ્યા. આ વખતે આ કચેરીની શોભા ઇંદ્રદેવના ભુવનથી અધિક હોય તેવી બનાવી હતી. તે જોઇ નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ ચકિત થયા. મહારાજા જામશ્રી જસાજી સાહેબે તે ઘટતાં, માન્ય અને યોગ્ય શબ્દો બોલી માન આપ્યું મહારાજા જામશ્રી જસાજી સાહેબની વાકચાતુરી, પ્રવિણતા અને ચપળતા જોઇ નામદાર પ્રિન્સ ઓફ વેલ્સ આનંદ પામ્યા અને તેમનાં વિદ્યાજ્ઞાનને વખાણવા લાગ્યા. એટલુંજ નહિ પણ મહારાજા જામશ્રી જસાજી સાહેબને માનના વચનોથી વધાવી લીધા. આ વખતે પરસ્પરમાં આનંદનો પાર રહ્યો નહિ ત્યારબાદ ફુલ પાન, અત્તર ગુલાબ આપી કચેરી બરખાસ્ત થઈ. આ વખતે પણ તોપોના અવાજો તથા બેન્ડ વાજાંઓના મધુર અવાજ થયા.

આ વરસની દીપોત્સવી મહોત્સવ મહારાજા

જામશ્રી જસાજી સાહેબે મુંબઇમાં નીરખી અત્યંત ખુશી થયા હતા તેથી પોતાનો બંગલો દીવાઓથી એવો તો શોભાયમાન કર્યો હતો કે સુવર્ણ મહેલ સમાન શોભા દિસતી હતી.

## તુરગમાં તોફાન.

સંસ્થાન નવાનગરની જુની જેલમાં સંવત ૧૯૬૧ ના ભાદરવા સુદ ૧૦ મે જેલ તોડી કેટલાએક હરામખોર કેદીઓએ ભાગ નાશ કરવાનો પ્રપંચ કર્યો. જેમાં સુર્યા નામનો લુવાણો કે જે બહુવાર આ જેલમાં તેમ બીજી કેટલીએક જેલમાં આવી ગયો હતો તે આ તોફાનમાં મુખ્ય માણસ હતો. આજ દિવસ સવારનાં ૬છ વાગ્યાને સુમારે તે માણસે પોતાના સુરવાળમાં કેટલીએક રેતી ભરી તેને દોરાએ બાંધી રાંગ ઉપર ફેંકી અને તે તેને બાંધેલા દોરડાંઓ ઝાલી ધીમે ધીમે ઉપર ચઢયો. તેજ અરસામાં સુરવાળમાં ભરેલી સઘળી રીતે બહાર ઢોળાઇ ગઇ જેના અવાજથી સંત્રીઓ સતેજ થયા અને ચેત્યા. સુર્યાએ રાંગ બહાર ભુશકો માર્યો આથી સંત્રીઓએ તેને મારવા પ્રયત્ન કર્યો પડતાંજ તેનો પગ ભાગી

જવાથી તે પડયોજ રહ્યો તેને અંદર લઇ ગયા એજ અરસામાં જેલર મી. વલભજી ભવાની શંકરે આવી તપાસ કરતા હતા, તેટલામાં કેદીએ જુલમ કરી સંત્રીઓની રફલ આંચકી લઇ તે જેલર મી. વલભજીને મારી આથી મી. વલભજી ભવાનીશંકરના પ્રાણુ પરલોકના પ્રવાસી થયા વળી બીજા કેટલાંએક સંત્રીઓ તથા બીજા પટાવાલાઓ પણુ ઘાયલ થયા અંતે સુર્યો પણુ ઘાયલ થયો અને તેના સાથીઓની પણુ એજ સ્થીતિ બની આ ખબરથી મહારાજા જામશ્રી જસાજી સાહેબ તેમના એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ, તથા દિવાન બહાદૂર શેઠ મહેરવાનજી પેસ્તનજીએઓ સૌ અહિં પધાર્યા હતા. થોડીવારે સુર્યો પણુ સાવ ઠાર થયો અને બીજા પણુ એક બે કેદીઓ મરાયા આમ અહિં પાંચ ખુન થયાં. આથી મહારાજા જામશ્રી જસાજી સાહેબ બહુ ખેદિત થયા. અને જેલર મી. વલભજી ભવાનીશંકરના મૃત્યુથી તોને મહોટા પાપમાં પડયા હોય તેવું લાગ્યું ખરેખર જેલર મી. વલભજીને ધન્યવાદ ઘટે છે. આવા નિમકહલાલ નોકરની આજ

અવસ્ય ખામી આમી તેના બાલકો હજુ નાની ઉંમરનાં છે. વળી મારા રાજ્યમાં તેણે નેક નિષ્ઠાથી નોકરી બજાવી છે તે બદલામાં તેની કદર કરી મહારાજા જામ સાહેબે રૂ ૧૫૦૦ ની મોટી રકમ તેનાં સ્ત્રી પુત્રાદિકને આપી છે એમ કહેવામાં આવે છે તેમ બીજા કેટલાએક સારાં ઈનામો તથા તેના પગારમાં વધારો તેમજ તેઓને મોટી જગ્યાઓ આપી તેની નોકરીની યોગ્ય કદર જાણી હતી. આ મહારાજા પોતાની વસ્તી તથા દરેક નોકરો ઉપર આવી રીતે સંભાળ રાખી તેના કરેલ કાર્યને ઉત્તેજી તેની કદર કરતા હતા. ! ।

## જામ બંગલા વર્ણન.

જગત્ પ્રસિદ્ધ કહેવત છે કે " ગીતડાં કે ભીતડાં વગર નામ અમર રહેતું નથી " એટલે જગતમાં પોતાની કીર્તિ અમર રાખવાના માત્ર બેજ ઉપાય છે, તે એ કે કવિઓને દાન આપી તેનાં બનાવેલાં ગીત કવિતોથી અગર વાવા તથા તળાવો વગેરે આદિ જળાશયો તેમ મહેલાતો અને કિલ્લા વિગેરે બંધાવવાથી કીર્તિ અવીચળ રહે છે. એ ક-

હેવત પ્રમાણે મહારાજા જામશ્રી જશવંતસિંહજીએ કવિઓને ઘણાં ઈનામો આપી કીર્તિ મેળવી તથા ઘણા શોભાયમાન બંગલા બંધાવ્યા કે જેનાં વખાણ મોટા રાજા પણ કરે છે એ બંગલાનું વર્ણન કવિ નીચે પ્રમાણે કરે છે. અનેક નકશી સાથે દેવતાઓનાં ચિત્રોવાળો સોનેરી કારીગરીવાળો આગુના હોજવાળો જામબંગલો તથા રાજમહેલ જોતાં એવું આશ્ચર્ય લાગે છે કે, આને કૈલાશ છે ? કે બ્રહ્મલોક છે ! કે વૈકુંઠ છે ? સુખનો અખાડો છે ? કે શોભાનું મંદીર છે ? મેરની ધરા છે ? કે મેરૂસમાન આબુ પર્વતની શિખરો છે ? કે અપાર દ્રવ્ય ખરચેલો જામબંગલો તથા રાજમહેલ વિગેરે મેહેલાતો શોભે છે.

આ રાજમહેલમાં એટલો બધો તો ખર્ચ કરવામાં આવ્યો છે કે તેવો મહેલ આપણા કાઠીયાવાડમાં કોઇ પણ જગ્યાએ હોવા સંભવ નથી. તે રાજમહેલમાં એક સુંદ કારીગરીની નકશી તથા જાતજાતનાં રંગબેરંગી વિચીત્ર ચિત્રોથી શોભાયમાન કીધો છે. તેમ હોજમાં સુમારે ૩૦૦૦૦ ત્રીશહજાર જેટલી મોટી રકમ ખરચાએલી છે. આ રાજમહે-

લથી મહારાજા જામશ્રી જસાજી સાહેબની કીર્તિ અવશ્ય વિધુત સમાન રહેત પણ તે રાજમહેલ તથા તે હોજનું સર્વત્ર સુખ અમ રંક હીણભાગી વસ્તીના મંદ ભાગ્યથી અમારા માનવંતા મરહુમ મહારાજા જામશ્રી જસાજી સાહેબે કદીપણ લીધું નહિ. હાલ તે હોજ પરિપૂર્ણું રીતે થઇ ચુકયો છે અને રાજમહેલ અધુરો છે. આ રાજમહેલને માટે મહારાજા જામશ્રી જસાજી સાહેબને એટલી તો જી. જ્ઞાસા હતી કે તે રાજમહેલ કરી મારી કીર્તિ કયારે ઉજવળ થશે તેમ ઝંખતા હતા. પણ તે અરસામાં અમારા ઉપર હલ્લો કરી અમારા રંકનું રત્ન કે જે મહારાજા જામસાહેબ જસાજીને ઝડપી લેવામાં ખરેખર વિધાતા ફાવીજ ગઇ છે.

## સાતમની સ્વારી અને મીજમાનો

શ્રાવણ વદિ ૭ ને દિવસે તથા જન્માષ્ટમી (શ્રાવણ વદ ૮) કે જે પોતાનાં કુલના મૂળ પુરૂષ શ્રી કૃષ્ણચંદ્રના જન્મની તિથિને દિવસે તથા શ્રાવણ વદ ૮ ને દિવસે યાદગીરી માટે ઉત્સવ કરી સ્વારીથી શ્રી નાગેશ્વર મહાદેવના દર્શન કરવા પધારવાનો

પરંપરાથી રીવાજ ચાલ્યો આવે છે તે વખતે જામશ્રી જસાજી ભારે ધામધુમ કરે છે. સંવત ૧૯૬૧ ના વરસમાં આ સ્વારી મોટી ધામધુમથી કહાડવાનો વિચાર થતાં મહારાજા જામ જસાજીએ વઢવાણ ઠાકોર સાહેબ બાલસિંહજી, સાયલાના ઠાકોર વખતસિંહજી, રાજકોટ સાહેબ લાખાજીરાજ આદિ કેટલાએક રાજાઓ અને મુંબઇના કેટલાએક સદ્ગ્રહસ્થોને આમંત્રણ કરી આ મેળાવડા માટે તેડાવ્યા હતા; જ્યારે જામશ્રી જસાજી સ્વારીમાં ચડયા હતા ત્યારે તેમની સાથે પાટમાં વઢવાણ ઠાકોર બાલાસિંહજી, રાજકોટના ઠાકોર સાહેબ લાખાજીરાજ, સાયલાના ઠાકોર સાહેબ વખતસિંહજી કુમારશ્રી મેરૂભા, કુમારશ્રી જોરાવરસિંહજી ફતેસિંહજી, દિવાન સાહેબ મહેરવાનજી; કુમારશ્રી ચંદ્રસિંહજી, જાડેજા માનસિંહજી, સોઢા દાનસિંહજી, તથા સોઢા કેશરીસિંહજી વગેરે તથા મુંબઈ આદિથી આવેલા ગ્રહસ્થોએ સબળાઓને સાથે લઇ જલુશી પોશાક પેહેરી બેઠેલા હતા નાયકાઓના મધુર કંઠના રસભર ગાયનોના તાનમાં અને લહેરમાં આમતેમ ડોલવા સર્વે રાજાઓ

ઇંદ્રસમાન ઓપતા હતા રાજાઓને પણ વિસ્મય આપનાર, અસંખ્ય ઘોડાઓથી વીંટાએલ કાજળના પહાડ સમાન, વીરઘંટોના તથા લંગરોના ઘણુણાટ વાળા, જરતાર ઝુલોથી, કબાલાઓથી, તથા સરીયો-થી શોભતા તે હાથીઓ સોનાની અંબાડીઓ સાથે હતા. જાતવંતાં, બહુ ઠેકનારા અને સાંજમાં લુમઝુમ કરેલા કેટલાએક ઘોડાઓને કોતલ કરી સાથે લીધા હતા. સુખપાળ, રથ, મ્યાના, ચારટ રૂપાની બગીઓ અને અસંખ્ય ઘોડાગાડીઓ હતી, કે જેમાં અમીર ઉમરાવો અને કેટલાએક સામંતો શોભી રહ્યા હતા. ઘણા ગઢોને પાડનારી અને ઘણા બળદો જોતેલી તોપોને પણ સાથેજ રાખવામાં આવી હતી. ઘોડા નગારાં ઉપર ધોંસો પડવાથી આકાશ ગાજી રહ્યું હતું. ત્રાંસાતુર તથા સરણાઇઓ વાગવાથી શહેરમાં સર્વ લોકો શાંત થઇ આ મહારાજા જસાજીનાં દ-ર્શન કરવા આતુર બની આમતેમ બન્ને બાજુએ ભરગીચ ઉભાં હતાં. આ પ્રમાણે સ્વારી કાઢી આ મહોત્સવમાં પોતે પણ આનંદ લેછે અને પોતાની વસ્તિને એ આનંદ આપે છે. આ વખતે એવો બ-

નાવ બન્યો હતો કે માજન તથા વેરાઓના ઓરસ
સબબ વચ્ચે કેટલોએક કુસંપ હતો તેથી કરી આજ
હિંદુ પ્રજા મેળે ન ગએલ મહારાજાએ બંને પક્ષને
સમજાવી તે કંકાસનો અંત આણ્યો નહતો એમ ખબર
ન હોવાથીવા તે ખબર થતાં સ્વારી પાછી વળી બીજે
દીવસે પ્રજા મેળામાં ગઇ અને મહારાજાની કીર્તી
વધવા લાગી સાહેબનાં વખાણુને પ્રજા ખુશી થઇ.

## મહારાજા જામસાહેબનો વર્ષગાંઠોત્સવ.

શ્રાવણ વદી ૧૨ને દિવસે સવારમાં મહારાજા
જામશ્રી જસાજી સાહેબના જન્મ દિવસના ઉત્સવથી
આજ દિને એક મોટી કચેરી ભરી હતી જેમાં
નામદાર વઢવાણના ઠાકોર સાહેબ બાલાસિંહજી,
સાયલાના ઠાકોર વખતસિંહજી તથા તેમના કુમારો
રાજકોટના લાખાજીરાજ અને મુંબઇના આવેલા સ-
દ્ગુ ગ્રહસ્થો અને અહિંના કેટલાએક ગ્રહસ્થો અને
કુમારશ્રી મેરૂબા સાહેબ સોઢા દાનસિંહજી, સોઢા
કેશરીસિંહજી, કુમારશ્રી જોરાવરસિંહજી વગેરે વગેરે
રાજ વર્ગે તમામ બાયાતો વગેરે કેટલાએક મનુષ્ય
આ પ્રસંગમાં આનંદને માટે એકઠાં થાય છે આ

વખતે મહારાજા જામશ્રી જસાજી સર્વ સભાસદોમાં સૂર્યસમાન સિંહાસન ઉપર બીરાજમાન દેખાય છે તેની પ્રભા કાંઈ પૂર્ણચંદ્રથી ઓછી ઉતરે તેવી નહોતી. આ વખતે ગુણિકાઓના કોયલ કંઠિત મધુર રસરંજીત ગાયનો આલાપે કરીને ગવાતાં કાને પડે છે તથા ઉતમ કવિઓની કવિતાઓ ગવાય છે. ભાટ ચારણોના દુહા કવિત વગેરે અસંખ્ય કીર્તિના કાવ્યો કથાય છે. આજનો દિવસ સૌ કોઇને આનંદ કારી થઇ પડયો.

**સવૈયા એકત્રીસા.**

ધન્ય ધન્ય છે દિન આજનો,
મંગલ પ્રદ જય જય ધ્વની થાય;
સુંદર ગીતો ગુણના જેના,
કવિ પંડિતો સહુકો ગાય;
એહતણી છે સાલગીરા શુભ,
સુખકર સહુનાં ચિત્ત હરનારા
જગતમહિ જામો મહારાજા,
જામે જસાજી જશ ધરનાર.
સદારહો સુખે રાજેશ્વર,

દાસજનોથી દાખી પ્રીત,
આશ્રીતોને આશ્રય આપી,
સ્થાપી રાખો નિત્યે નીત;
ચ્યાર પદારથ પ્રીતે પામી,
વામી દુઃખ દમના અંગાર;
જગતમહિ જામો મહારાજા,
જામ જસાજી જશ ધરનાર.

આ રીતે કવિતાઓ વંચાઇ રહ્યા બાદ અત્તર ગુલાબ ફુલપાન આપી સભા વિસર્જન થાય છે ત્યાર બાદ દરેક બ્રાહ્મણોને દક્ષણા અપાય છે અને કવિ પંડિતોને સારી રીતે મહારાજા જામસાહેબ ઈનામ આપી સર્વને સંતોષે છે.

## જામનગરમાં પાણીની તંગાસથી જળાશય.

સંવત ૧૯૬૨માં નવાનગર શહેરમાં પાણીની તંગાસ બહુ હોવાથી તથા ભટ પંજુની વાવમાં પાણી ન હોવાથી તેજ વાવની બાજુમાં એક મોહોટી વાવ બાંધવા મહારાજા જામશ્રી જસાજી સાહેબે

કેટલુંએક ધન ખરચી આ જળાશય બંધાવા પ્રયત્ન કર્યો તેમાં અખુટ પાણી નિકળ્યું અને મહારાજા જામ સાહેબની ધારણા બર આવી. જળાશયના પાણીથી આખા ગામમાં નળ આવે છે ને તે નળનો આખુ શહેર લાભ લે છે.

## વસંતોત્સવ અને રાજાઓ તથા ગ્રહસ્થો પરોણા.

સંવત ૧૯૬૨ ની સાલમાં વસંતોત્સવ ઉપર મહારાજા જામસાહેબે રાજાઓને જામનગર બોલાવવા આમંત્રણ મોકલી બોલાવ્યા. તે ઉપરથી ગુણ ગ્રાહક તથા અપાર કીર્તિ મેળવવા વાળા મહારાજા રૂપ વઢવાણ ઠાકોર સાહેબશ્રી બાલસિંહજી, વાઘેલા ભીમજીભાઇ, તથા રતનુશાખના ચારણ નાથાભી વિગેરે પોતાના અમીરો તથા પોતાના જમાઇ ત્રીકમગઢના રાવરાજા બહાદૂર ભગવતસિંહજીને સાથે લઇ જામનગર પધાર્યા. સાવલાના ઠાકોર સાહેબશ્રી વખતસિંહજી પોતાના કુંવરો મદારસિહ અને દેવીસિંહજીને સાથે લઇને તેઓ પણ આ ઉત્સવપર જામનગર

પધાર્યા. ચુડાના ઠાકોર બેચરસિંહજીએ બેડીના હજુ-
ઘોર કાળુભા સાથે પોતાના પૌત્ર જોરાવરસિંહજીને
જામનગર મોકલ્યા. એ પ્રમાણે રાજાઓ આવવાથી
જયગ્રાહક મહારાજા જામસાહેબ તેમને લેવા સારૂ
સ્ટેશને સામા આવ્યા ત્યાં તેમને મળી આનંદ પા-
મી બોલ્યા કે આજ તમારા આવવાથી મને ઘણો
આનંદ થયો છે. એ પ્રમાણે ઉપર કહેલા મિજમાનો
આવી આઠે પહોર રાગરંગથી આનંદ લેવા લાગ્યા
તથા જામનગરની શોભા જોઇ મહારાજા જામશ્રી
જસાજીના વખાણ કરવા લાગ્યા. પચરંગી પાગડી
બાંધી, જડિત્ર તુરરા ધારણ કરી અતી ઉત્તમ જ-
રીયન પોશાક પહેરી કાનમાં કુંડલ તથા ગળામાં
મોતીઓની માળાઓ ધારણ કરી કેડે પીતાંબર કસી,
કામદેવ.સમાન રસીક મહારાજા જામસાહેબ પોતાના
અનેક અમીર ઉમરાવોને સાથે લઇ ફાગ રમવા
સોઢીવાડીએ પધારવા તૈયાર થયા તે વખતે ત્રીકમ
ગઢના રાવરાજા બહાદુર, વઢવાણના ઠાકોર સાહેબ,
સાયલાના ઠાકોર સાહેબ, ચૂડાના કુમારશ્રી જોરાવર
સિંહજી એ પ્રમાણે ચારે રાજાઓ તથા કુમારશ્રી મે-

રૂભા, વિગેરે અમીર ઉમરાવો પણ જામસાહેબની સાથે સ્વારીસજી ચાલ્યા તે સ્વારીમાં ચોપદારો નકીબ પોકારવા લાગ્યા. તથા કેટલીએક વારાંગનાઓ રાગ રાગણીઓના આલાપ કરી નૃત્ય કરવા લાગી. ત્યાં લાજના લંગર મહારાજા જામશ્રી જસાજી ગોકુળમાં શોભતા શ્રી કૃષ્ણચંન્દ્ર સમાન શોભાવા લાગ્યા. તે જોઇ પ્રજાને ઘણો આનંદ થયો. એ રીતે સ્વારી લઇ સોઢીવાડીએ પધારી ફાગ રમવા લાગ્યા ત્યાં વિવિધ પ્રકારનાં વાજીંત્રો વાગી રહ્યાં હતાં. અમુલ્ય અત્તર ગુલાબજળના હોજો ભર્યા હતા. તથા અબીલ ગુલાલના ઉડવાથી આકાશ તથા પૃથ્વી લાલ દેખાવા લાગી. પરસ્પર સોનાની પીચકારીઓ લઇ રંગ છાંટવા લાગ્યા તથા દારૂના નીશામાં આનંદિત થઇ પરસ્પર હાસ્ય કરવા લાગ્યા. ત્યાં દેવતાઓને પણ દુર્લભ એવી અનેક પ્રકારની ઉત્તમ ગોઠો કરી ઇંદ્ર સમાન શોભતા મહારાજા જામસાહેબ જસાજી અશ્વીનીના પુષ્પીત બગીચા સમાન સ્વારી લઇ શહેરમાં પધાર્યા. તે વખતે લોકો અત્યાનંદ પામી કહેવા લા-

ગ્યા કે આ જામસાહેબ તો તેમના પિતા મહારાજા વિભાજી સમાન કીર્તિ ફેલાવી રહ્યા છે. એ પ્રમાણે મીજમાનો ઘણા દિવસ સુધી આનંદ લઇ મહારાજા જામશ્રી જસાજી સાહેબની શીખ લઇ પોતપોતાના સ્થાનકે પધાર્યા મહારાજા જામશ્રી જસાજી ઘણા ઉદાર હોવાથી તેમનો યશ દેશોદેશમાં ફેલાઇ રહ્યો.

## નામદાર ગવર્નર લોર્ડ લેમીન્ટેનનું જામનગર આવાગમન.

સંવત ૧૯૬૨ ના ફાગણ વદ ૧૧ ને રોજ મુંબઇના ગવર્નર લોર્ડ લેમીન્ટેન સાહેબ પહાડ સમાન તરંગ તથા મોટા મઘરમછોથી શોભતા સમુદ્ર રસ્તે સ્ટીમરમાં બેસી જામનગરના રોઝીને બારે પધાર્યા. તે વખતે મહારાજા જામશ્રી જસાજી તેમને લેવા રોઝીમાતાના મંદિર સુધી મોટી સ્વારી લઇ સામા પધારી તેમને મળ્યા તે વખતે તેમને ૧૫ તોપનું માન તથા પાન, અત્તર અને ગુલાબ વગેરે આપી

પોતાની સાથે લઇ મુસાફરી બંગલે પધાર્યા. ત્યાં સાહેબ ખાણું લઇ રહ્યા બાદ જામસાહેબની સાથે શહેરમાં દરબાર ગઢ, ઘોડા, હાથી, શૂરવીરો, સાત માળનો કોઠો, લાખાટો, લાલ બંગલો, વગેરે જોઇ ઘણા ખુશી થયા. ત્યાર બાદ નવા ચણાતા રાજમહેલના હોજને જોઇને અતી પ્રસન્ન થઇને બોલ્યા કે આ રાજમહેલતો ખરેખર વખાણવા યોગ્ય અને ઘણીક પ્રશંસાને પાત્ર થશે ત્યાર પછી મહારાજા જામસાહેબની રજા લઈ રવાના થતી વખતે મહારાજા જામસાહેબશ્રી જસાજી સાહેબ સ્ટેશન સુધી પહોચાડવા પધાર્યા હતા.

## જામશ્રીનાં માતુશ્રી જાનબાઇનું મૃત્યુ.

મહારાજા જામશ્રી જશવતસિંહજીનાં માતુશ્રી બાઇ શ્રી જાનબાઇ બે માસ સુધી માંદગી ભોગવી જેઠ સુદ ૧૪ મંગળવારે બપોરના સાડાબાર વાગ્યાને

સુમારે દેવલોક પામ્યાં તેમના મૃત્યુથી મહારાજા જામશ્રી જસાજીએ જે શોચ કર્યો અને તેમને જે દિલગીરી થઇ હતી તેથી તો ખરેખર જાનબાઇની માતુવાત્સલ્યતાની આબેહુબ ખુબી આપણી નજરે આવે છે. તેમના ખેદકાર ખબરથી જામસાહેબ તેમ સઘળી રઇયત બહુ ખેદ પામી અંતઃકરણથી કચવાતાં મહારાજા જામસાહેના દુઃખમાં ભાગલેવા તત્પર થઇ સઘળી વસ્તીએ આ કારણો લઇ ત્રણ દિવસ સુધી સખ્ત હડતાલ પાડી, તેમજ સહુ બાઇ તથા ભાઇઓએ શોકનાં વસ્ત્રો ધારણ કીધાં. જાનબાઇને દફન કીયાનું મકાન કે જે મુકરબો ખાસ આરસપહાણોઓથીજ બંધાવવામાં આવ્યો છે તેને જાનબાઇની મસજીદ એવા નામથી ઓળખવામાં આવેછે તે મસજીદના મીનારા ઉપર એક મોટું ઘડીઆલ રાખવામાં આવ્યું છે કે જેનો લાભ ગરીબ તથા તવંગર સહુ સરખી રીતેજ લઇ શકે છે. આ મસજીદમાં મહારાજા જામસાહેબે દર વરસની દશ હજાર

રૂપીઆની ઉપજવાળું એક જસાપર નામનું ગામ તથા તત્ર નવાનગર પાસેની એક આબાદ વાડી તથા ખેતરો બક્ષ્યાં છે તેનો ઉપયોગ ફકીરના સદાવ્રત વગેરેમાંજ દેવાય છે. પોતાની માતાના મૃત્યુથી મહારાજા અતી શોકમાં રહેવા લાગ્યા કારણ કે જાનબાઇનું પોતાના પુત્ર પ્રત્યેનું માતૃવાત્સલ્ય કંઈ જેવું તેવું નહિ હતું. વળી પણ આપણામાં કહેવત છે કે—"માનીપ્રીતિને મરણની ભીતિ" એ બન્ને સ્વાભાવીક રીતે સરખાંજ હોયછે એજ રીતે જામસાહેબનું માતૃવાત્સલ્ય ઘડીયે ઘડીએ યાદ આવતું તેથી તે મહારાજા સર્વદા શોકમાંજ રહેવા લાગ્યા વળી બીજું એ હતું કે આજ પર્યંત કોઇ રાજાએ માથે કાળું નહિ બાંધેલું તે આ મહારાજાએ ત્રણ દિવસ ધોળું બાંધી કાળું બાંધ્યું હતું. થોડાએક સમય પછી મહારાજા જામસાહેબને શોક છોડી દેવા વિશેના પત્રો મળ્યા તે પત્રોના મોકલનાર મારવાડ, વઢવાણ, સાયલા, રાજકોટ, વગેરે વગેરેના રાજાઓ તથા મુંબઇના ગૃહસ્થો જેવા કે શેઠ ગોરધનદાસ ગોકળદાસ તેજપાળ એ હતા.

# રાજમાતા જાનબાઇનો શોક છોડવો.

આ અરસામાં શ્રાવણ માસ નજીક આવ્યો તે વખતે મહારાજાના મનમાં સહજ એમ વિચાર થયો કે અહે શ્રાવણમાસ ઓચાવ એવોજ કાઢવો નહિ! નહિ! મારાં માતુશ્રી હવે પાછાં આવનાર નથી. નાનાં નાનાં બાળકો મેળાને માટે વરસાદની પેઠે રાહ જોઇ બેઠેલાં હશે તે મેળા જો ઓણ આ પ્રસંગને લઇ કદિ ન થાય તો તેઓ બિચારાં કેવાં શોકમગ્ન અને સાવ ઉદાસ થશે. આમ વિચાર આવવાથી મુંબાઇથી પોતાના હિતચિંતક મિત્ર શેઠ ગોરધનદાસ ગોકળદાસ તેજપાળને તેડાવ્યા જેથી તેઓ સ્પેશીયલ ટ્રેનથી જામનગર આવ્યા આથી મહારાજા જામજસાજી સાહેબ બહુજ આનંદ પામ્યા. શ્રાવણ સુદ ૨ ને સોમવારે સોગ ઉતરાવવા માટે એક જાહેર સભા ભરવામાં આવી હતી. સભા વખતે એકદમ તોપોના ગડુડાટ કરતા મેઘની ગર્જનાની માફક અવાજો થવા લાગ્યા. આ સમયે પ્રજાજનમાં શોકને બદલે અશોક આનંદ છવાઇ રહ્યો. સભામાં ગૌરાંગીઓ ગુણકાનાં

મધુર સ્વરથી મનને હરનારાં, કીર્તિને કરનારાં, અને દુશ્મનોને દળનારાં નૌતમ ચમત્કૃતીના કાવ્યો આલાપ સહિત ગવાતાં હતાં અને કવિઓ ઉતમ પ્રકારની શૈલીની કવિતાઓ બનાવી મહારાજા જસાજીસાહેબની કીર્તિનું ગાન કરવા લાગ્યા એ રીતે અનેક પ્રકારના વૈભવો અને ઉછરંગના અંગમાં આનંદાદિક વિલાસો થઇ રહ્યા આ વખતે મહારાજાના મિત્ર આગાખાન તથા શેઠ. ગોરધનદાસ તરફથી સારા ઉમદા પોશાકો મહારાજાના શોક ઉતારવાના કારણને લીધે અર્પણ થયા. ત્યાર પછી અત્તર પાનગુલાબ વગેરેથી ખાત્રી થયા પછી સભા બરખાસ્ત થઇ.

પોતાની માતુશ્રી જાનબાઇનો શોક છોડયા પછી મહારાજા જામસાહેબે શીતળા સાતમની સ્વારી બડી ધામધુમથી કહાડવા વિચાર કર્યો. શ્રી કૃષ્ણચંદ્ર કે જે યદુવંશી મહારાજા જામસાહેબના મુખ્ય પહેલા પુરૂષ તેનો આજ જન્મોત્સવ હોવાને લીધે આઠમને દિવસે પણ મોટી સ્વારીથી મહાદેવ શ્રી નાગનાથનાં દર્શન કરવા પધાર્યું. આથી કરી રાજ્યમાં સર્વ સંપત્તિઓ

તૈયાર થવા લાગી વળી બીજી બાજુએથી દેશવિદેશ પત્રિકા મોકલી આપેલ આથી વઢવાણના ઠાકોરસાહેબ સર બાલસિંહજી, સાયલા ઠાકોરસાહેબ વખતસિંહજી રાજકોટ ઠાકોરસાહેબ લ.ખાજીરાજ એ રીતે કેટલા એક રાજાઓને પત્રીકા પહોંચવાથી તેઓ સર્વ અહિં આવવા તૈયારી કરતાં હતા. મહારાજા જામસાહેબે આ વરસે હાથી રથ સમો કરાવવા પોતાના દિવાન મી. મહેરવાનજીને કહ્યું હતું તેમ બીજી સર્વ સામગ્રીઓ કે જે જોઇ રાજાઓ પણ ખિન્ન થાય તેવી અનેક ચીજોથી સ્વારી શણગારવા ભલામણ કીધી. આથી રાજયમાં મેળા માટે ધામધુમ ચાલી રહી હતી. તેથી કરી રસ્તાઓ પણ વિશાળ કર્યા કે જેથી કરી બે હાથીનો રથ ચાલી શકે, આ પ્રમાણે કેટલી એક ધામધુમ ચાલી રહી હતી. મહારાજા જામસાહેબ પણ પોતા વાસ્તે તથા પોતાનાં માણસોને માટે ઉમદા પોશાકો કરાવવા લાગ્યા.

આ રીતે સાતમની સ્વારી માટે તથા જામનગર પધારવા માટે વિદેશથી રાજા રાણાઓએ પોતાને માટે ઉમદા ઉમદા પોશાકો તૈયાર કરાવવા શરૂ કર્યા એજપ્રુજ

નહિ પણ પોતાના મોભા મુજબ સાથે આવવા માણસોને સુચના આપી વળી પણ તેઓને શોભ-તા પોશાકો પણ તે મહારાજાઓ તરફથી પુરા પાડવામાં આવતા. આથી સર્વ કોઇ મનુષ્યને આનંદ આનંદ થઇ રહ્યો. બીજા અધિકારીઓ પણ પોતાને માટે તજવીજ કરવા લાગ્યા,

## જામશ્રી ગુણાનુંવાદ અને વર્ત્તણુક

મરહુમ મહારાજા જામશ્રી જયવતસિંહના સ્વર્ગ-વાસ પર્યંત મારી અલ્પ મતિઅનુસાર લખી મહારા-જાની રાજ્યકારકીર્દીનુ મારાથી બને તેટલું ટુંક વર્ણન મે આપ્યું છે. હમેશાં હર્ષ અને વિષાદ સાથેજ રહે છે. તેમજ તેના મિત્રવૃંદ જન્મ મરણની પણ તેવીજ સંકલના છે. તો મારે જામશ્રીના જન્મ અને મરણ લખતાં વિષાદ સહન કરવો પડયો છે, તે ખાતે મને ઓછુ લાગે, પણ તે નકામું છે. ભાવિ પ્રબળ છે જેથી ત્યાં આપણું કશું ઉપજતું નથી તો તે બાબત લખતાં અટકી અટકી મહારાજા જામશ્રીના ઉત્તમ વિચારોનું

મુજ કથન લખી સમાપ્તી કરી એ. રાજા ત-રીકેની તેમની કારકીર્દી સામાન્ય રીતે ફતેહ-મંદ છે તે આપણે જોયું છે; હવે એક સામાન્ય ગૃહસ્થ તરીકે તેમને આપણે જોઇએ. કારણ કે આપણા શાસ્ત્રમાં ગૃહસ્થ તે સુખી કયારે માનવો તે વિષે કહે છે કે—

सानंदं सदनं सुताश्चसुधीयः कान्ता मृदुर्भाषिणी ।
सन्मित्रं सदनं स्वयोपितिरति श्राज्ञापरा सेवकाः ॥
आतिथ्यं शिवपूजनं प्रतिदिनं मिष्टान्नपानं गृहे ।
साधो संग मुपासते हिसततं धन्यो गृहस्थाश्रमः ॥

આમાંની દરેક બાબતમાં તેઓ સુખી હતા. પોતાનું સદન આનંદ યુક્ત રહેતું, જામશ્રીના શરીરમાં પ્રાણ હતાં ત્યાંસુધી કદી તેમનું સદન શોકની છાયા તળે પણ આવેલું નથી; તેમના શેવકો પણ શોકની નિશાનીથી જામશ્રીના રેઠાણ નજીક રહી શકતા નહી, સદા આનંદમાં રેહેવું એજ તેનો નિશ્ચય હતો. વળી પોતે હમેશાં નિરોગા રહેતા એજ પ્રથમ સુખ તેમને પૂર્વ પુણ્યથી હતું. મહારાજા જામશ્રીની ચતુરતા હજી

ટુંક વખતમાં પણ ઝળકી રહી છે. તેની નિતિથી લોકો તથા અન્ય સર્વે આનંદ પામે છે; વયે નાના છતાં તેઓ સમજુ અને જ્ઞાન વૃદ્ધની ગણતરીમાં હતા. તેમની નમ્રતા, સૌજન્યતા, આદિથી તેમના પ્રસંગમાં આવેલા સદાય આનંદ પામ્યા છે આનંદ યુક્ત મૃદુ ભાષણ કરનાર સ્રીઓ. આ સુખમાં બીજા કરતાં શ્રેષ્ટ ભોગતા હતા. સારા મિત્રોની ગણત્રીમાં તે ગણાયા હતા. ધનનો ઉપયોગ પણ તેમણે જેવી રીતે ઉદારતાથી સુરસ્તે કર્યો છે, તેવો બીજા કવચીતજ કરી શકશે.

મહારાજા જામશ્રીના આજ્ઞા પાળક સેવકો તેના રાજ્યના નોકરો આજ્ઞા પાળક હતા, એટલુજ નહી પણ પૂર્ણ વફાદારજ હતા અને છેજ. અતિથ્ય વિદ્વાન, ગુણી કે બીજો કોઇ અતિથીનું અતિથ્ય મહારાજા સાહેબ એવી રીતે કરતા કે, તે અતિથીને અન્ય સ્થળે કદી ભિક્ષા માગવાની જરૂર પડતી નહી શિવ પૂજન પોતે જાતે કરતા અને કદી તેમ ન બન્યુ હોય તો પોતા તરફથી હમેશાં વિદ્વાન બ્રાહ્મણો રાખી કરાવતા. તે સિવાય પોતે હમે-

ક્ષાં ગીતા આદિક ગ્રંથનો તે હમેશાં પાઠ કરતા તે પોતે સામાન્ય શક્તિથી આખી ગીતા ટીકા, પણ પોતે જાણતા. તે સિવાય મોક્ષ ધર્મ આદિ ઉત્તમ ગ્રંથો લઇ કોઇ મહાત્મા જ્ઞાની કે વિદ્વાન આવે તો તેની લાયકાત મુજબ તેનો સત્કાર કરી તેનો સંગ કરી તેની પાસેથી પણ કાંઇ બોધલાયક સાંભળતા આ તેમની ટેવ હતી. પોતે હમેશાં ઉત્તમ ઉત્તમ વિચારો બતાવતા. અને તેવા ઉત્તમ વિચારો પોતાને સ્મરણમાં રહે માટે હમેશાં ઉપયોગમાં આવતી ચીજોપર કોતરાવી, દરેક કામ કરવાના સ્થળમાં ગોઠી રાખતા; જેથી સ્મરણ રહે. એ સિવાય ઉત્તમ ગ્રંથોનું ટાંચણ કરી સદા પાસે રાખતા, આવો તેનો નિત્ય નિયમ હતો તેઓ હમેશાં કેમ દિવસ નિર્ગમન કર્તા તે સબંધી લખું છું હમેશાં તે પ્રાતઃકાળ પેહેલાં ઉઠતા, ઉઠીને શાંત સમયમાં ઇશ્વર સ્મરણ કરતા જેઓ મુખ્ય કર્તવ્ય સમજતા હતા. ત્યાર પછી સ્નાતણ પાણી કરી નિત્ય દાન તેના પિતાના વખતથી અપાય છે તે પ્રમાણે એક પદમાં થાળી, વાટકો, કળશીઓ, લોઠી, સાણછી, કડછી

ધોતીયુ અને તેમાં સિધુ પુરેલ તથા એક મુખા-
લોચનો કાંસાનો વાટકો તેમાં ઘી ને પા રૂા. રોકડો
આ પ્રમાણે હમેશાં પરદેશી બ્રાહ્મણને અપાતું. ત્યાર
પછી નાહિ નીત્યમાં શિવપૂજન અને ગીતાનો પાઠ
આદિ કરી પરવારી ચાપાણી પી આવેલા કાગળ
પત્રો વાંચી ફરવા પધારતા તે સાથે કુમારશ્રી એડી.
સી. મેરૂભા તથા વખતે માનસિંહજી તેમજ દાન-
સિંહજી જતા. તેમને મોટરગ્યાડનો શોખ વધારે
હોવાથી તે તેમાંસી શેહેરની આશપાસ નિત્ય બે
૩–૪ ગાઉ ફરી આવી દરબારમાં પધારતા, ત્યાં રા-
જ્યકાજમાં ગુથાતા ત્યાર પછી ભોજન લઇને આ-
વેલા અમલદારોને મળી રાજપ્રકરણી કાગળો વં-
ચાવી તેના ખુલાસા આપી કાગળોમાં સહીઓ ક-
રતા તે પછી શયન કરતા તે વખતે માત્ર આરામ
વાસ્તે સુતા. ખરૂ જોતાં પોતાના કામનું એકાંતમાં
સ્મરણ ચીંતવન કરતા, ને પછી ઉઠીને મેચ આદિ
રમતો રમતા. ત્યાર પછી રાજ્યકાજમાં ગુથાતા અને
સાંજે ફરવા નીકળતા તે વખતે ભીડભંજન અને
આશાપુરાજી પોતાનાં કુળદેવી છે તેનાં દર્શન કરવા

પધારતા તે વખતે ત્યાં જુજ રકમ સુકી પગેલાગતા હતા.

## જામશ્રી જશવતસિંહજીની માંદગી અને સભા.

આ રીતે સર્વ જગોએ આ આનંદ મંગળના અવસર માટે ધામધુમ ચાલી રહી. દિવસે દિવસે તે દિવસો નજીક આવવા લાગ્યા. તારિખ ૧ લી માહે સપટેમ્બર ને બુધવારને દિવસે બપોરના બે વાગતાં સુધી પોતાનું સર્વ કાર્ય બરોબર નિયમીત રીતે કર્યું બે બજ્યા પછી મહારાજા જામશ્રીને શરીરે સુસ્તી વધતી જણાઇ. અને સાંજ પડતાં શરીરે ધગસ પણ જણાઇ આવી. આથી મહારાજા જામશ્રીએ પોતાનો નિયમ સાચવી લઇ જરા આરામ લેવા માટે પોઢયા બીજે દિવસે પણ આજ પ્રમાણે તબીયત રહી ત્યાર પછી પણ દિવસે દિવસે કુર કાળજવર વધતો વધતો જણાયો આથી દિવાનજી સાહેબ મી. મહેરવાનજી પેસ્તનજી શેઠ. તથા મહેરબાન એ. ડી. સી. કુમારશ્રી મેરુભા સાહેબ એ બન્ને ચિંતાતુર થયા;

પરંતુ ઇશ્વરના ઘર પાસે તેઓ નિરૂપાય બન્યા મહા-
રાજા જામશ્રોજી જસાજીની તંદુરસ્તી જાળવવા માટે
મેહેરબાન ડૉકટર મી. દાદાભાઇ ચીફ મેડીકલ ઓ-
ફીસર, રા. રા. વીરજી ઝીણા રાવલ એલ, એમ,
એન્ડ. એસ, તથા રસેશાચાર્ય ભટ્ટશ્રી મણીશંકર વીઠ-
લજી તથા ડાકતરબાઇ માણેકબાઇ એઓ સઘળાં તેમ-
ની સારવાર કરવામાં તથા યોગ્ય ઉપચારો કરવામાં
કાળજી રાખી પ્રયત્ન જારી કરયો પરંતુ ક્રુર કાળજ-
વરની લડાઈમાં તેઓ ફાવી શકયા નહિં આથી સહુ
ચિંતાગ્રસ્ત બન્યા શિતળાસતમની સઘળી સામગ્રી
રઝળી પડી મહારાજા જામશ્રીના રાજમિત્રોને આ
ખબર મળતાં તેઓ પણ બહુ ચિંતાતુર થયા અને
તેથી કોઇ ટેલીગ્રાફ, તથા પોતાના માણસો અને
પોતે જાતે પણ આવવા લાગ્યા મહારાજા સાહેબ
નાદુરસ્તી દિવસે દિવસે વધતી દેખાઈ જેથી કરી તેણે
રાજકોટના સરજન ડૉકટર સર બેનેટને લખાણુ કરી
બોલાવ્યા અને મુંબઇથી પણ મહારાજા જામશ્રીના
ખરા હિતેચ્છુ ડૉકતર સર ભાલચંદ્રને તેડાવ્યા ત્યાર
પછીથી ડાકતર મેયર સાહેબને ખાસ મુંબઇથી તે-

ડાવ્યા આ સઘળા ડૉકતર સાહેબોએ એકઠા મળી
વિચાર કીધો કે મહારાજા જામશ્રીજી જસાજી સાહે-
બની બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત શરીરની સઘળી
માહિતી માનવંતા ડૉકતર નરશીભાઇ શિવાય બીજા
કોઇને પણ છે નહિં આથી તે સાહેબને પણ તેડા-
વ્યા. પણ તેમાં તેઓ કાંઇ ફાવે તેમ લાગ્યું નહિ.

મહારાજા જામશ્રી જસાજીની પ્રકૃતી જેવી જો-
ઇએ તેવી યોગ્ય જણાવી નહિ આથી સહુ વસ્તી-
નું મન દુઃખિત થયું. આજરોજ શિળસપ્તમીનો
મેળો હોવાથી સહુ માણસો ઉદ્વેગ ચિત્તથી ત્યાં ગયા
પણ કાંઇ મેળાનો ઠાઠ જેવો જોગે તેવો જણાયો
નહિ. બીજે દિવસે મહારાજા જામ સાહેબ તરફથી
કેટલુંએક ખર્ચ કરી ધર્માદો કરવા માંડયો સવારના
સાત વાગ્યાથી માંડીને ઠેઠ સંધ્યાકાળ સુધી ગામમાં
શેરીએ શેરીએ ચકલે ચકલે અને દેવળે દેવળે મા-
ણસો બેસારી બચ્ચાંઓને કેળાંઓ, જામફળો અને
મીઠાઇઓ વગેરે કેટલીએક ખાવાની ચીજો છોકરાં-
ઓને વહેંચીને તેઓને રાજી કર્યાં. બપોરે બારબ-
જાના સુમારે ગામના તમામ બ્રાહ્મણોને એકઠા કરી

દરેકને એકેક રૂપીઓ દક્ષિણા આપી તેઓને સંતુષ્ટ કર્યાં. આજરોજ સાંજના ચાર બજ્યાને સુમારે જામનગર શહેરની વસ્તીએ પોતાના ધણી મહારાજા જામસાહેબને પરમકૃપાળુ પરમેશ્વર આરોગ્યતા આપે એવી પ્રાર્થના કરવા સારૂં મહોટી સભા ભરી હતી ને તે વિભાજી પાર્ક, ટાઉન હોલમાં ભરવામાં આવી હતી. આ વખતે મુંબઈના શેઠ ગોરધનદાસ ભાઈ તથા રાવબહાદૂર શેઠ સાહેબ વશનજી ખીમજી પણ હાજર હતા આ પ્રસંગે શેઠ સાહેબ વશનજી શેઠે મહારાજા જામ સાહેબના ગુણનું, યશનુ, અને કીર્તીનું જે કાંઈ વિવેચન કીધું હતું તે ખરેખર અવર્ણનિય અને અદભુત પ્રકારનું હતું. ત્યાર પછી વકિલ મી૦ દયાશંકર ભગવાનજીએ યોગ્ય ભાષણ આપી શભાને શોભા આપી હતી. ત્યાર બાદ પૂજ્ય શાસ્ત્રીજી હાથીભાઈ હરીશંકરભાઈએ પોતાની વિદ્વતાની વિશાળ વાણીથી જે કાંઇ ભાષણ આપ્યું હતું તે ખરેખર સૌ સજ્જન સમૂહના મગજમાં ખુંચી ગયું હતું, અને તેમાનું એકાદ વાકગ અત્રે દાખલ કરીશૂં તો તે કાંઈ અયોગ્ય કહેવાશે નહિ. " શજાએ એક પ્ર-

શ્વરનો અવતારજ છે એમ કહેવામાં કાંઇપણ ન્યુનાધિક નથી અને તે પરમેશ્વરની પહેલાં પણ પુજવા યોગ્ય કહીશું તો પણ ચાલશે. શાસ્ત્રમાં પણ કે–( ભોજનવીધી ) भूपतयेनमः જમવા બેસતી વખતે આજ પણ રાજાનો ભાગ પહેલો મુકે છે ને ત્યાર પછી ભોજન કરે છે." આવા કેટલાંએક અસરકારક શબ્દોથી ભાષણ આપ્યું. ત્યાર બાદ રા. રા. ગોકલદાસ રામકૃષ્ણ મહેતાએ અસરકારક ભાષણ આપી મંગળ કર મંગળ પરમેશ્વરની પ્રાર્થના પ્રારંભ કરી હતી.

આ કવિતા વંચાઇ રહ્યાબાદ દવે છગનલાલ વિશ્વનાથે કવિતા વાંચી હતી. અને ત્યાર પછી મી. ભગવાનજી દેવજી પ્લીડરે એવા ભાવાર્થનું ભાષણ આપ્યું હતું. "હરેક કાર્ય કરતાં ખાતાં, હરતાં, ફરતાં અને ચરતાં ( ધંધો કરતાં ) પણ મહારાજા જામસાહેબનું કલ્યાણ ઇચ્છવું એ મહારાજા સાહેબની રૈયતની એટલે આપણી તે ફરજ છે. અને એ આપણું આવશ્યક કર્મ અને ધર્મ છે. આવું કેટલુંએક ભાષણ મેહલાએક સદા સજ્જનો તરફથી બોલાયું

હતું અને ત્યાર પછી સર્વ સભા વિસર્જન થઇ.

બીજે દિવસે સવારે એટલે શ્રાવણ વદિ ૯ ને સોમવારે હજારો બ્રાહ્મણોને વરોણીમાં વરાવી દરેક શિવાલયોમાં રૂદ્રાભિષેક અને જપ કરાવી મહારાજા સાહેબને નડતા ગ્રહનું નિર્વાણ કરવું;એમધારી અસંખ્ય બ્રાહ્મણોને વરોણીમાં વરાવ્યા. આથી આજે આખા શહેરમાં દરેકે દરેક શિવાલયોમાં બ્રાહ્મણજ નજરે પડતા હતા. ઠામ ઠામ બ્રાહ્મણના ટોળેટોળા જતાં આવતાં દેખાતા હતા.

બીજે દિવસે તે હજારો ભૂદેવોને મોદકાનંદનાં નોતરાં અપાયાં. આથી બ્રાહ્મણો તથા તેના છોકરાંઓ રાજી થયાં. આથી હજારો બ્રાહ્મણોને સિધાઓ આપી સંતુષ્ટ કર્યા અને સાંજે લાડુ જમાડી બ્રાહ્મણોને કેટલીએક દક્ષિણાઓ આપી પ્રસન્ન કર્યા અને તેઓ મહારાજા સાહેબને પરમકૃપાળુ પરમેશ્વર આરોગ્ય રાખો ! એવી અભ્યર્થના કરવા લાગ્યા. અંતઃપુરની સઘળી રાણીઓ પોતાના પતિની માંદગી સબબ મનમાં દુઃખી થવા લાગી. અને તે પણ ધર્માદા કરવામાં પછાત રહી નહિ. આમ કેટલાએક

થયાં ધર્માદો થતો હતો અને ધન અપાતું હતું પણ ખરેખર ! અમ વસ્તીનાં દર્ભાગ્યે કરીને, તે સઘળું વ્યર્થ ગયું.

## જામશ્રી જશવતસિંહજીનો સ્વર્ગવાસ.

આજરોજ રાત્રીના દશ બજ્યા પછી એટલે શ્રાવણ વદિ ૧૦ મંગળવારે મહારાજા જામશ્રીજી જસાજી સાહેબે આ ક્ષણિક સંસારની આશા તજી દઇ સ્વર્ગમાં વાસ કીધો. ખરેખર આ હતભાગી હાલારના મંદ નશીબ કે જેણે કરીને હાલાર હીરો હાથથી ગુમ થયો. અરેરે ? નિર્દય વેરણું વિધાતા વેર વાળવા તત્પર થઇ. અને આ હિણભાગી હાલારને નૂરવોણી કરી દીધી હા. દૈવ ! ! !

### સોરઠો.

હદ ભાગી હાલાર, સાર ધણી શિરથી ગયો;
નયણે આંસુ ધાર. રહિયત સઘળી રડવડે.

મહારાજા જામશ્રી જશવતસિંહજીના સ્વર્ગવાસના ખેદ જનક ખબર પ્રાતઃકાળે સહુ વસ્તીને થતાં તે લોકો ગભરાઇને પરસ્પર પુછવા લાગ્યા કે "અરે આ ખબર

શું ખરા છે? પરંતુ એવા ખબર ભાગ્યેજ ખોટા પડે છે. એ નિયમ પ્રમાણે જ્યારે ખરા હોવાની ખાત્રી થઇ ત્યારે તેઓ ગંભીર શોક લાગણીથી જાણે ખેદ સમુદ્રમાં નિમગ્ન થયેલા હોય, સ્તબ્ધ થયેલા હોય, અને આખો દેશ આ રાજા વિનાનો થવાને લીધે દિગ્મૂઢ બની ગયેલા હોય, તેવા દેખાવા લાગ્યા.

અરેરે!!! અનાથોને સંતોષનારા ગરીબને નવાજનારા, હજારો બલકે લાખો કુટુંબોના આશ્રય દાતાને મૃત્યુ આજે હરી ગયો;પણ આ દુનિયામાં જે પુરૂષની જરૂરછે તેની બીજી દુનીયામાં કાંતેની જરૂર ન હોય??મહાન અને સૂરી પુરૂષ કોને નગમે. તેના સ્વર્ગવાસના ખેદકારક ખબર સાંભળતાં પ્રજા વર્ગમાં ભારે ગમગીની ફેલાઇ. અને ભારે હાહાકાર વર્ત્તી રહ્યો. દયાર્ક ચિતે લોક દિનવાણી બોલવા લાગ્યાં. હામ અને કામ છોડી દઇ ટોળે ટોળાં આમ તેમ ફરવા લાગ્યાં મહારાજા જામ સાહેબના દિવાનજી સાહેબ મહેરવાનજી તથા એ. ડી. સી. કુમારશ્રી મેરૂભા સાહેબ મુંબઇથી આવેલા ડાક્તર સર મેયર, ભાલચંદ્ર, રાજકોટથી પધારેલા સરજન સર બેનેટ અને જુ-

નાગઢથી આવેલા માનવંતા ડાકતર નરશીભાઈ વગેરેના ચહેરા સાવ નિસ્તેજ થઇ ફીક્કા બન્યા. આ વખતે મહેરબાન કાઠીયાવાડના એજંટ ડુ.ધી. ગવર્નર સાહેબ પણ તાર મળતાં સ્પેશીયલ ટ્રેનથી અત્રે પધાર્યા. સવારમાં નર નારીઓ નગર પતિના દેહને અગ્નિ-દાહ કરવા લઇ જવાને માટે રાજ્યરીત પ્રમાણે મોટા દબદબાથી આ ભયંકર વખતે મોટી અને અસા-ધારણ તથા કોઇ પણ હિંદુ વા મુસલમાન ગૃહસ્થના મૃત્યુ વખતે નહિ મળેલી એવી ઠઠ મળી હતી. ત-મામ કોમ પોતાના રાજ્ય કર્તા શિરછત્રના છેવટના માન ખાતર અનહદ દિલગીરી સાથે એકઠા થયા હતા. આ ગંભીર દેખાવ ભારે ગમ ઉપજાવતો હતો તેમની શોક લાગણી માટે તેજ વખતથી સાત ૭ દિવસ સુધી સખ્ત હડતાળ પાડવામાં આવી હતી. એટલે સર્વ પ્રજાએ ધંધા બંધ કર્યા હતા.

સારી અથવા નઠારી કીર્તિ શિવાય મરણ પા-મેલા પ્રાણી સાથે બીજું કોઇ જતું નથી. જાય છે માત્ર સત્કીર્તિજ. કોણે ધાર્યું હતું કે—નૌતમપુર પ્રજા પાળક અદશ્ય થશે ? કોણે ધાર્યું હતું કે આ હાલા-

રનો સુર્યાસ્ત થશે? કોણે ધાર્યું હતું કે–કાઠિયાવાડના ભૂપતિઓનું આશ્રમ તુટી પડશે? કોણે ધાર્યું હતું કે રાજ્યમહેલ અધવચ રઝળી પડશે? કોણે ધાર્યું હતું કે–જનાની રાણીઓ તથા રૈયત હાલ ધણી વગરનાં થશે? અને કોણે ધાર્યું હતું કે–આ જબરા શોક સદનમાં પ્રવેશ કરવો પડશે? સર્વથા કાલની ગતિ અચિંત્ય અને અબાધ છે.

## પ્રજા પ્રેમ.

મહારાજા જામશ્રી જસાજીના સ્વર્ગવાસ થયાના અતી ખેદજનક માઠા સમાચાર સાંભળી સૌ લોકો પોતપોતાનો ધંધો રોજગાર છોડી દઈ રડવા લાગ્યા. પ્રાતઃકાળે સર્વ માન્ય શુકનોમાં ઘરેઘર પ્રભાતીયાઓનાં સુંદર અવાજો કાને પડતા તેને બદલે આજતો માનનીઓના તથા સર્વ બાળ, વૃદ્ધ અને તરૂણોના શોકોદગારો સંભળાવા લાગ્યા ઘર ઘર રોકકળ ચાલી રહી. એટલુંજ નહિ પણ સર્વ મનુષ્યો પોતાના મહારાજા જામશ્રી જસાજીના છેલા માનની ખાતર તથા પોતાની દિલગીરીની ખરી દાઝને ખાતર અ-

સંખ્ય મનુષ્યો દરબારગઢમાં એકઠા થયા. અને કલ્પાંત કરવા લાગ્યાં કે—અહો ? હાલાર ભૂમિના અધિપતી. ધર્મને ધારણ કરવા વાળા, સદ્બુદ્ધિના સાગર, વિનયના વિશ્રામ, સત્યના સ્થંભ. કીર્તિના પૂજ્ય, દયાનીધિ ગુણના ભંડાર, નીતિના નિવાસ, કવિના કલ્પવૃક્ષ, વિજયના વાસ, ધૈર્યના ધામ, અને પ્રજાના પાલનહાર મહારાજા જામશ્રી જસાજી ! અમારા ઉપર આપનું સર્વોતમ ઉપરીપણું અત:પર્યંત છાજતાં છતાં, અમે સર્વ આનંદ મંગળમાં અમારા દિવસો નિર્ગમન કરતા હતા. અમને કોઇ જાતની આધિ, વ્યાધિ કે ઉપાધિ નડતી ન હતી, દરમિયાન આપ મહારાજા નવલપૂરનું રાજ્ય તજી દઇ સ્વર્ગમાં સિધાવોકો તે અમોને અત્યંત ત્રાસદાયક અને જીવતર વૃથા કરનાર થઇ પડયો છે, તેમાં વળી આપની વિચીત્ર તરેહની આ સ્થીતિ જોઇને તો અમારા અંતઃકરણમાં વગર અગ્નિએ અગ્નિ પ્રજવળિત થાય છે અરે ! પૃથ્વી-પતિ ! આપના અઢળક રાજ્યરૂપી સુખસાગરમાં નીતિરૂપી નાવમાં બેસી, નારાયણની ભક્તિરૂપી ભાત્રમાં, નિર્વિઘ્ને વૃત્ય કરત કાંઠે આવી

પહોંચવાને જ્યાં અમે કાંઇ યત્ન કરતાં હતા, ત્યાં તો કમનશીબે એકદમ આપના સ્વર્ગગમન રૂપી વાઝડીથી અમારૂં વહાણ શોકસાગરના બારામાં આવી ખુંચી ગયું છે તેમાં અમારા કાલાવાલા રૂપી કરેલ યત્ન નિષ્ફળ જાય છે. અને તેથી કરી ઉલટી રીતે અમારા જીવ જોખમમાં આવી પડ્યા છે. હવે દયાસિંધુ ! નગર નરેશ ! જશવંતસિંહજી ! આપ અમારી સામું નેહથી નિહાળો ! નિહાળો ! આપના વિના અમારૂં દુઃખ કોઇ પણ દૂર કરી શકે તેમ નથી. ( સર્વ પ્રજા સજળ નેત્રે અને ગદ્દગદ્દ કંઠે નિશ્વાસ નાંખે છે. )

રાગ.

રાજા આ શું વિચારીરે, અરે તમે શું વિચારીરે;
મહા દુઃખમાં મૂકી ચાલ્યા, આ શું વિચારીરે.
દયા ન આવે દિલમાં, વાલમ વિસારીરે;
આધાર કેનો અમનેબીજી ન બારીરે—મહા દુઃખ૦
દિઠું ન દુઃખ દષ્ટે, આ જન્મ ધારીરે,
હવે શી હાય થાશે, હાલત હમારીરે.
મહા દુઃખમાં મુકી ચાલ્યા કૃપાળુ સ્હાય કરશો,

વાલમ હું વારીરે, પ્રજાની આંખે પડતાં,
વિયોગ વારીરે, મહા દુખમાં મુકી ચાલ્યા.

**નગરનિવાસીઓ**—હે ઇશ! અમારી શી દશા.?

**મનહુર છંદ.**

પ્રતાપિ પ્રજાને તજી, સ્વર્ગ સિધાવો રાય,
આતો અનાહુત અમે, વાત આજ જાણીયે;
નહિ નહિ અવનીમાં, આપ સમા અધિપતી,
થાય મહારાજ અતી, મુખ શું વખાણીયે;
ધરણીથી ધરમ સમાન, વીર વહી જતાં.
પ્રજા નિજ પુત્ર સમી, પ્રીતિ કોણ પાળશે; ?
સુદ્ય શુદ્ધ સાધુઓને, સારી રીતે સાખવીને,
પામરની પોતા વિના, પીડ કોણ ખાળશે.
ભિન્ન ભિન્ન બ્રાહ્મણોને, ભોજન કરાવી ભલાં,
ભલી ભાતિ ભાવે અહોનિશ કોણ આણુશે; ?
કોડે કામ દુરગાને. કલ્પવૃક્ષ કાડે થઇ,
કવિ કેરી કદર કહોને કોણ જાણુશે, ?
કામી કોધી કુટિલને, કુંગસીને કૃપા કરી,
કુસંપને કુડ કલેશ, કહો કોણ કાપશે; ?
નિત્ય નિત્ય નેહે નેહે, નવિન નિપુણ કોણ,

આપના સમાન ન્યાય, નમ્ર થઇ આપશે ?

આ પ્રમાણે સૌ રૂદન કરતા તેમની પાછળ જ-વા લાગ્યા. આ વખતે સર્વ સ્થળે શોકના પોકારો પડતા હતા એટલુજ પણ જનાનામાં રાણીઓના વિલાપોથી કઠોર છાતી વાળાં મનુષ્યનું હૃદય પણ પિગળ્યા વગર ભાગ્યેજ રહે પશુઓમાં પણ હય શાળાના અશ્વો તથા હાથીઓ બળદો તથા કામદુધા પણ નયનમાં નિર લાવી નિશ્વાસો નાંખતા હતાં. ખરેખર ! આજે જામનગરની ગાદિનો અવસ્ય સૂર્યાસ્ત થયો.

## રાગ રામગ્રી.

નૃપ જશવંત વિરામયો. પામ્યો વૈકુંઠવાસ,
જામ્યો નહિ બહુ જગતમાં, જામી જગતે સુવાસ;-નૃપ.
આશ બંધી અળગી થઇ, ત્રુટી આયુષ્મ આમ;
કાળજવર ક્રૂર આવીએ, લીધા ઝડપમાં જામ-નૃપ.
એ. ડી. કેમ્પ ઓફીસના મુખ્ય મેરૂભા સાબ,
તેમ દિવાન મહેરવાનજી, ગભરા થયા મનમાંય-નૃપ.
પણ ઉપચારો પ્રેમથી, કરવા માંડયા અપાર;
તેડાવ્યા ધનવંતરી, ડાકતર સર્જન સાર—નૃપ.

ભાલપ, મેક, મુંબઈ થકી, બેનેટ નરશીભાઈ;
સરજન અન્ય યુરોપ્યનો, આવ્યા સત્વર આહિં-નૃપ.
અહિંના ડાકતર પણ હતા, દાદાભાઈએ મુખ્ય;
સાથે વીરજીભાઈને, માણેકબાઈ ખસુસ—નૃપ.
વૈદ્ય વિઠ્ઠલતનુ મણી હતા, રસેશ ધર્મ આચાર્ય;
શંકર તેહની સાથમાં, પણ સુધર્યું નહિ કાર્ય—નૃપ.
સર્વે મળી વૈદ્ય સામટા, સારવાર અનેક;
ઉપચારો કરીયા યત્નથી, પણ ચાલ્યું નહિ લેશ-નૃપ.
દિન દશબાર વ્યતીત થયા, ફેર પડયો નહિ લેશ;
ત્યારે બ્રાહ્મણ સર્વને, આપ્યાં દાનો અનેક—નૃપ.
જામનગરની પ્રજા બધી, મળી સામટી સંઘ;
ટાઉન હોલે પ્રભુ પ્રાર્થના, કરવા લાગ્યા સમસ્ત-નૃપ.
નૃપ જશવત સદાજીવો, અવિચળ રાખો ઇશ;
એમ પ્રજા સહુ ઉચરે, પ્રાર્થે સૌ જગદીશ—નૃપ.
રાજમહેલે સહુ રાણીઓ, ચીંતા ગ્રહસ્ત જણાય;
આયુષ્ય પતિનું વધારવા, પ્રાર્થે શ્રી નારાય—નૃપ.
ત્યાર પછી દિન ત્રણ રહ્યા, જવર મુકત સુજામ;
પણ વસમી વ્યાધી થકી, અંતે રમી ગયા રામ—નૃપ.
સંવત ત્રેસઠ ચાલતી, શુદ્ધ શ્રાવણ માસ;

કૃષ્ણ પક્ષ દશમી અને, મંગળવારની રાત—નૃપ.
ત્યાર પછી આવ્યા ગામમાં, ગઢ દરબારની માંય;
તાર પાઠવ્યો તે ઘડી, પુલે ટીકાને ત્યાંય—નૃપ.
મધ્ય રાત્રી આ સમે, હતું શાંત શહેર;
એક અચાનક એ સમે, વરતાણો કાળો કેર—નૃપ.
ધડબડ ધડબડ ગામમાં, સ્વાર દોડયા ચોપાસ;
તેથી સર્વ જાગ્રત થઇ, કરવા લાગ્યા વિચાર-નૃપ.
પ્રાતઃ થતાં વસ્તી માંહિ, ખબર મળ્યા ખેદ યુક્ત;
આથી વસ્તી રડવડે જામ થયા પ્રાણ મુક્ત—નૃપ.
આવી સ્પેશીયલ તે ઘડી, આવ્યા પુલેટીકલ;
રાજ્ય સંભાળ્યું જામનું લગામ લીધી સુકર—નૃપ.
ત્યાર પછી સહુ આવવા, લાગ્યા નિમકહલાલ;
નોકર ચાકર સૌ અરે, રડવડતા તત્કાળ—નૃપ
ક્રિયા બધી રાજ રીતની, કરવા ગોર આચાર્ય;
નાહિ અંદર સબ કને, કરવા ઉત્તર કાર્ય—નૃપ
સર્વ ક્રિયા કીધી સામગ્રી, સંપેટી મૃત સબ;
માથે વસ્ત્ર જરી તણું, છાયું છે એ સઘ—નૃપ.
રીત મુજબ અશ્વ ચલાવીયા, ત્યાર પછીથી મશાલ,
ત્યાર પછી મૃત સબને, વહન કરી તત્કાલ—નૃપ.

આગળ પાછળ તો પ્રજા, રડવડતી તમામ;
ધીર ભલે હોય પણ નક્ષી, રૂદન કરે તે આજ-નૃપ.
પહોંચ્યા સર્વ શ્મશાનમાં, ખડકી સૂખડ ચેહ,
સબને મૂકી તે ઉપરે, સળગાવી એ દેહ—નૃપ.
સ્થળ સ્થળ જન સહુ કળકળે, આખી આજ હાલાર;
નશિબ મુજબ આમ નિવડ્યું, ઘેનું ઉપર ધાડ—નૃપ.
ચૌટે ચોરે ચકલે ચઢે, આવી ભેળાં જ્યાં ચાર;
વાત એની એજ ઓચરે, વાટ ઘાટ બજાર—નૃપ.
હાટ ન ઉઘડ્યાં તે થકી, સ્કુલ ઓફીસ સર્વ;
બંધ રહ્યું સંધુ સાત દિ, પર્વ છતાં એ અપર્વ-નૃપ.
આમ ઉદરી થઇ બધે, વર્ત્યો હાહાકાર;
જામ જસાજી સ્વર્ગે ગયા, નગર તણા પ્રતિપાળ-નૃપ.

સોરઠો.

જશવંતા હે જામ, રે' જે તું સુખે સદા,
સદા ચરણમાં રામ, રાખી મુક્તિ આપશે. ૩

## રાણીવાસમાં વિલાપ.

જામશ્રી જસાજીના સ્વર્ગવાસથી અંતઃપુરની રાજરાણીઓ હૈયાફાટ રૂદન કરવા લાગી. વળી પણ આ મહા દુઃખના સમય દિવસે દિવસે પરિતાપ પા-

મતાં થકાં અન્નપાનાદિકનો ત્યાગ કરી પોતાના સ્વામિના થતા વિયોગથી કલ્પાંત થવા લાગ્યો.

ભેખરે ઉતારો રાજા ભરથરી—એ રાગ.

વિયોગ વેઠાશે કહિ નહી, ભલા અમ ભરથારજી;
અળગી ન થાઉં કદી આપથી, કરશો યત્ન અપારજી.
સંગે રાખો સ્વામિ સ્નેહથી
શું કરૂં મંદિર માળીયાં, શું કરૂં રાજ્યના કાજજી;
શું કરૂં જીવીને જગતમાં, લાગે સૂનો સંસારજી.
સંગે રાખો સ્વામિ સ્નેહથી.
પ્રાણ અમારા તમ આશરે, દીઠા વણ દુઃખ થાયજી;
આપ તણારે વિયોગથી, અમ પડી જશે કાયજી.
સંગે રાખો સ્વામી સ્નેહથી.
જળ વિના મીન જીવે નહિ, રાખો પય જશે પ્રાણજી;
છાયા જુદી ન શરીરથી, થાયે કદી નિરવાણજી.
સંગે રાખો સ્વામિ સ્નેહથી.
સાથે રાખો તો સારૂ ઘણું, મારી અરજ છે આમજી;
છેટા થયે છેલ્લા જાણજો, મારા પ્રીતે પ્રણામજી.
સંગે રાખો સ્વામિ સ્નેહથી.

અરે ! અરે ! હું તે આ શું બોલું છું? હવે

મારે અને તેમને એક વખત બોલવાનો પણ અ-
વસર કયાં રહ્યો. અને હું આ સંગે લેવા માટે કોને
કહું છું. હે દૈવ ! અમારી જેવી હતભાગી કોઇ
નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

माजीवन्तु स्त्रियोऽनाथा वृक्षेणच विनालताः ।
साध्वीनां जगति प्राणा पति प्राणाऽनुगामिनः ॥

ભાવાર્થઃ-સ્વામિ વગરની સ્ત્રીઓ, અને વૃક્ષ વિ-
નાની લતાઓ જેમ ગતસત્વ છે; તેમ જગતમાં
પતિવ્રતાના પ્રાણ પતિના પ્રાણની પછવાડે જાય છે.
જે સ્ત્રી પતિથી દૂર રહેવાવાળી છે, તેને માથે કલં-
ક આવે છે; જે સ્ત્રીના પતિ હમેશાં પાસેને પાસે
રહે છે તે સ્ત્રી પોતાનો પતિવ્રત ધર્મ બરાબર સા-
ચવી શકે છે. જે સ્ત્રી પતિને ઇશ્વર તુલ્યમાની પતિ
સેવનામાં તત્પર રહે છે તેને ઇશ્વરનું પદ પામવું દુ-
ર્લભ નથી. ખરેખર દુષ્ટ દૈવે મને આ સુવાકયોથી
બહિર્મુખ કરી. આમ શોચતાં મુરછાધીન થયાં.

થોડીવારે શુદ્ધિમાં આવતાં બોલવાં લાગ્યા કે
અરે ! આ રાજ્ય છે છતાં સુખ તે શાનું ? પ્રિય
પ્રાણનાથ ! ત્યારે શું અમારા ઉપર તમને જરાપણ

દયા ન આવી. હે દૈવ ! આ વારી શી નિર્દયતા ! આવું દુઃખ દેખાડવા માટે તે અમોને શા માટે આ-યુષ્ય આપી આ દુઃખ નહિ દેખવાને અર્થે અમોને અગાઉથીજ મૃત્યુ આપવું જોઇતું હતું અરે ! આ-મારા જેવી દુઃખણી કોઇજ નહિ હોય ? અરે અ-ભાગ્યા આત્મા તું અમારા પતિને સ્વર્ગવાસ નહિ જોવાને માટે હજુ આ નિર્ભય દેહમાંથી કેમ નીકળી જતો નથી ? હવે અમારાં નશીબ ફુટી ગયાં રે પ્રભુ ! (બહુજ રૂદન કરે છે).

આ બે કવિતાઓ ઘણીજ દિલગીરીથી મહારાજા જામ સાહેબ શ્રી જસાજી સાહેબનાં મહારાણી આ-છુબા સાહેબે બનાવી છે.

ઓધવજી સંદેશો કહેજો શામને—એ રાગ.

પ્રિયતમજી સિધાવ્યા શાને કારણે;
મુકી મુજને રડવડતી દિનરાત્રજો;
દુઃખનું વાદળ માથે આ તુટી પડ્યું,
કરમ ફુટીયું ભાગ્યહીણી હું નારજો—પ્રિયતમજી.
આજ અમો નોધારાં આપ વિયોગથી,
વહેતાં ચોધારાં અશ્રુ ઉત્પાતજો;

હાય લખાણું કાજળ ક્રૂર કપાળ શું,
ક્યાંથી હોયે કુમ કુમ કરમે નાથજો—પ્રિયતમજી.
રાજ્ય તણી સૌ રૈયત રૂદન કરે અતી;
મુંઝાણું છે સૌ કોઇ તમ વિણજો;
આજ પડી છે ખોટ અહિ તમનાથની,
પણ પડિયું અતી દારૂણ દુઃખ અમ શિરજો-પ્રિયતમજી

---

## ( રાગ )

દિલગીરી હતી દીલ માંયરે, સર્વ રાણીઓ ગુણગાયરે
હાય હાયરે, વોય વોયરે.
સમી સાંજમાં કેર આ બન્યો,
બહુ વિદેશની મુસાફરી કરી,
મોટા ભૂપની દોસ્તી કરી,
રાજ્ય મહેલ તો હોંશે આદર્યો.
અધુરો રહ્યો પુરો નવ થયો.
તુરકી સ્વારને રાખીયાં અતી,
હજુર માનવી સુખ પામતા,
જાદવ કુળનું નૂર જાયરે.
શુકન સર્વ આ શૂન્ય થાયરે,

જામના જતાં લાડ તો ગયાં
અમ સહુ હવે દુખિયાં થયાં.

---

## દિલાસા પત્રને માટે મળેલી જાહેર સભા.

મહારાજા જામશ્રી જસાજીના સ્વર્ગવાસથી તેમની પાછળ દિલસોજી બતાવવા તથા તેમની મહારાણીઓપર એક દિલાસા પત્ર મોકલવા માટે જામનગર શહેરની સમગ્ર પ્રજા તરફથી અત્રેની હાઇસ્કુલ આગળના ચોગાનમાં તારીખ ૧૯-૯-૦૬ ને રવીવારને રોજ સાંજના ચાર વાગતાં એક જાહેર સભા મળી હતી. જેને માટે અગાઉથી જેઓના નામ આ નીચે જણાવવામાં આવ્યાં છે. તેઓની સહી સાથે એક સૂચનાપત્ર બહાર પડયું હતુ. તે શેહેરમાં સઘળે ફેલાવવામાં આવ્યું હતું.

૧ ગલાબચંદ સંઘરાજ ૨ શાસ્ત્રી હાથીભાઇ હરિશંકર ૩ શા. હંસરાજ પરસોતમ ૪. વકીલ ગોરધનદાસ મોરારજી ૫ વકીલ દયાશંકર ભગવાનજી ૬

[.વકીલ નરભેરામ કાળીદાસ ૭ કામડીઆ જેશા રાજુ ૮ અલીભાઇ નથુ. ૯ મુલાંમહુશેન અકબરશાહ ૧૦ વોરા ગુલામહુશેન જીવણજી ૧૧ વોરા હશનભાઇ સલમાનજી.

અલી વગેરે કાર્યબારી મંડળી તરફથી ગ્રહસ્થોને નિમંત્રણની ચીઠીઓ સભાને આગલે દિવસે સવારથી ફેરવવામાં આવી હતી. હાઇરકુલ આગળના ચોગાનમાં એક ગંજાવર સમીયાનો ખડો કરવામાં આવ્યો હતો. મરહુમ મહારાજા જસાજીની એટલી બધી પ્રજાપ્રીયતા અને લાગણી હતી કે જેને લીધે સભા સ્થાનકમાં અસંખ્યાત માણસો શોકાતુર ચહેરે જેવામાં આવ્યાં હતાં અને મોડા આવનાર ગૃહસ્થોને બેસવા માટે જગ્યા પણ ભાગ્યેજ મળી શકતી. વળી કેટલાએક લોકો તો કોઇ ખોરડા ઉપર કોઇ ગંડી ઉપર કોઇ ઘરની છાજલી ઉપર હાઇરકુલ ઉપર એમ જેમ જેને ફાવે તેમ સૌ લોકોએ પોતપોતાને ફાવે તેમ સગવડ કરી લીધી હતી.

ચાર બાદ એટલે પાંચ વાગ્યાને સુમારે મે. આસિસ્ટંટ પોલીટીકલ એજંટ મે. બીલ સાહેબનું આ

ગમન થયું પછી વકીલ મી. દયાશંકર ભગવાનજી ભાષણ આપી મે. બીલ સાહેબને પ્રમુખત્વ આપવા મળેલી સભાને નિવેદન કર્યું. જેથી કેટલા એક ગૃ. સ્થોએ તેો ટેકો આપી મે. બીલ સાહેબને પ્રમુખપદ આપવામાં આવ્યું.

તે પછી શાસ્ત્રીજી હાથીભાઈ હરીશંકરે પોતાને ઉદ્ભવેલા ઉદગારોમાં અસરકારક શબ્દોથી મરહુમ મહારાજા જામસાહેબની પ્રસંશા કરી તેમના આત્મા ની શાંન્તી ચાહી હતી. તે પછી વકીલ દયાશંકર ભગવાનજી વકીલ નવલશંકર સૂરજશંકર, વકીલ ગોરધનદાસ મોરારજી વકીલ ભગવાનજી દેવજી અને મી० ફુલચંદ ઝવેરચંદ મહેતા એઓએ મરહુમ મહારાજાની લાગણીના સંબંધમાં જે કંઇ વિવેચન કરયું હતું તે ઘણુંજ અસરકારક હતું. ત્યાર બાદ બ્રહ્મભાટ કવિ શ્યામજી રા. રેવાશંકર દયારામ, રા. છોટાલાલ મણીશંકર હાથી અને માસ્તર ભાઇશંકર ગણેશજી આદિ કવિઓએ ઘણીજ અસરકારક કાવ. તાઓ વાંચી સંભળાવી હતી.

આ પછી મરહુમ મહારાજાની મહારાણીઓને

મોકલવાનો દિલાસાપત્ર મેહેતા ગોકલદાસ રામકૃષ્ણે વાંચી સંભળાવ્યો હતો જે નીચે મુજબ હતો.

## દિલાસાપત્ર.

### સ્વર્ગવાસી મહારાજા જામશ્રી જસાજી સાહેબના શોકસાગરમાં નિમગ્ન ધર્મપરાયણ મહારાણીઓ !

અમો જામનગરની પ્રજા પોતના દયાળુ અને શાણા યુવાન માલેકના અણચિંતવ્યા અનંત વિયોગથી અસહ્ય દિલગીરીની જાળમાં ગુંચવાઇ જઇ આજ પોતાનું ભાન પણ ગુમાવી બેઠેલ છીએ છતાં અમારી રાજમાતાઓ જે આજે આ ન વર્ણવી શકાય તેવા દુઃખના ડુંગર તળે દબાઇ ગયેલ છે તેમને કંઇપણ દિલાસો આપવા અમારી કલમ હાથ ધરીએ છીએ.

અરે ! પણ એ કલમથી કયા શબ્દો લખવા તે વિચાર કરતાં ફરી ફરીને અમારૂં ભાન ભૂલાઇ જાય છે, હાથ કંપે છે, છાતી થડકે છે, મગજ ભમી જાય છે. અને મર્મસ્થાનો જાણે કપાઇ જતાં હોય એવું જણાય છે, જેણે અમારાપર મીઠી નજરથી

અમલ ચલાવ્યો, દયાવૃત્તિથી અમારૂં પાલન કીધું સ-
ર્વોત્તમ સુશીલપણાથી અમારી કુલમર્યાદાને અબાધિત
જાળવ્યા કરી તથા ઉંચા પ્રકારની નીતિ પ્રીતિથી
અધર્મ અને અન્યાયને જીતી દેશમાંથી દૂર કરવાના
યત્નમાં આસકિત રાખી પોતાનામાં પ્રજાનું પ્રીતિપાત્ર
પણું સાબીત કર્યું અને અવસ્થાથી સાથે સાથેજ
અભિવૃદ્ધિ પામ્યા કરે એવી રીતે કીર્તિના અંકુરોને
સારી ભાવનાથી મજબુત બનાવ્યા કર્યા, તે અમારા
માનવંતા મહીપતિ જામશ્રી જસાજી અમારાથી હમે-
શને માટે જુદા પડયા એવો વિચાર આવતાંજ મન
ભમી જાય છે. આતે શું સ્વપ્ન છે? એમ મન સાથે
સવાલ ઉઠાવવામાં આવે છે ત્યાં નિર્દય વિધાતા વચ-
માં બોલી ઉઠે છે કે નહિ, સ્વપ્ન નથી. તમારા
કમ નશીબે આ ખેદકારક બનાવ ખરેખર બની ગયો
છે. અફસોસ? કાઠિયાવાડનું કોહીનૂર, હાલારનો હીરો
અને જામની વંશાવળીમાંનું જવાહીર ચોરી લેવામાં
ખરેખર નિર્દય વિધાતા ફાવી ગયેલ છે. કયાં પોકાર
કરવો? કોની પાસે ફરીયાદ કરવી? કોની મદદ લેવી?
કયાં શોધ કરવી? જ્યાં દૈવ પોતેજ પ્રતિકુળ થાં

અનુકુળતાની આશા કેવી ? હવે તો નિરાશા અને શોકના મરામાંજ વેરાન અને હેરાન ! !

## રાજમાતાઓ. !

દુઃખની કશી સીમા નથી, આમ છતાં પણ આપણે આંસુઓ અટકાવ્યા વગર છુટકો નથી કેવળ શોક મગ્ન રહી, દેહકષ્ટ ભોગવવામાંજ આ સમયનું કર્ત્તવ્ય સમાપ્ત જતું નથી. માટે અંતઃકરણમાં શોકની જગાએ શાંતિને પેસવાનો કંઈ પણ અવકાશ આપો, અને હૃદયને વજ્ર જેવું બનાવી સંકટ સમયની સહનશીલતાને સ્થિર કરીને સ્થાપો. દેહ ક્ષણ ભંગુર છે, સંસાર સ્વપ્ન સરખો છે, સુખો કહેવા માત્ર છે. અને આત્મા અજર તથા અમર છે. એ વિચાર અંતઃકરણમાં લાવો અને મહારાજાનો અમર આત્મા, જેમ સમુદ્રનો મોજો વિલીન થઇ સમુદ્ર રૂપજ બની જાય છે તેમ પરમાત્મા સ્વરૂપમાં મળી પરમાત્મા રૂપજ થયો એમ સમજી શોક મોહથી વિરામ પામો. એજ આવશ્યક છે, એજ કર્ત્તવ્ય છે, એજ સત્ય છે, અને એજ તત્વ છે.

તા. ૧૯-૮-૧૯૦૬
નવાનગર શહેરના કેટલાએક સદગ્રહસ્થો

---

## દિલાસા પત્ર સંબંધી કવિતા.

સીતાજીના મહીનાનો રાગ.

માનવંતા મહારાણિ સાહેબ, અરજ કરીએ છીએ અમે;
વસ્તી સઘળી ઉદાસથી આજ, ખરા શોકને સમે.
અમ અંતરમાં છે અથાગ, ખરેખરી લાગણી,
કરીએ કુટુંબ સહિત આપ અગ્ર, બતાવવા માગણી.
દિલમાં દિલગીરી અત્રઅપાર છે અમસમેના ખરી,
અંતઃકરણુ અધીકુ અકલાય, છે કરૂણા કુરે કરી.
આવા માયાળુ સાવસુશીલ, સ્વામીના આપના તણું;
ખેદકારક ભાળી ભવિષ્ય, અરેરે આવી બણ્યું.
થાય આપને તીવ્ર સંતાપ, સ્વાભાવિક એજ છે;
પડ્યું પૂરણ દારૂણ દુઃખ, દૈવી કોપ તેજ છે.
રાજ્ય ગાદિએ શ્રી જસાજામ, બીરાજ્યા છે સારથી;
વસ્તી રાજી હતી અમસાર, રાજાજીના પ્યારથી.
સઘળા સમયમાં શાણા મહારાજ, વર્ત્યા છે સુવચનથી;
વળી કામો કરીને પવિત્ર, દેખાડ્યું છે દિલમથી.

આખા હાલાર પ્રાંતના ભૂપ અને પ્રજાજન તણા,
તેઓ દિલોજાન દિલદાર, હતા દોસ્ત દ્દઢ ઘણા.
મ્હોટું મગજ અને સહુ કાળ, સ્તુતી ગુણની થતી,
તેની લાગણી ખરી દિલમ્હાંય, સહુ લોકની હતી.
અભિ વૃદ્ધિ અને સુકલ્યાણ, પ્રજાતણું ઇચ્છતા;
શ્રમ કરતા સદૈવ એ માઠ, એથી લોકપ્રિય હતા.
તેના પંડની એમ સહુ લોકને, ખોટ થઇ ઘણી;
જગો ખાલી પડી છે આંહિ, આ રાજમાં તે તણી.
કેવું દુ:ખ દાવાનળથી એહ, સ્હેવું ભારે થઇ પડે,
વર્તી શકીએ અમે બધું એહ, ખરેખર મન વડે.
તેથી આપ ઉપર જે અટાટ, આવી પડ્યું દુ:ખ બહુ,
અંત:કરણથી આપની પાસ, લૈએ ભાગ અમ સહુ,
આવા દુખથી ભેઘલ ખેદ યુક્ત, મન હોય તેમણે,
દેવા પુરતો દિલાસો ન શબ્દ, પુરા મળે જનકને.
તોએ ઇશ સરવ શક્તીમાન, મહાન મા બાપ જે,
તેની ઇચ્છા તણે આધીન, થવું એજ ઘટીત છે.
થઇ તેમને માગીએ એમ, જે જગત પતિકને,
મહાભારત દુ:ખ જે આજ, આવી પડ્યું આપને.
તેને કરવા સહન દ્દઢ ચિત્ત. કૃપાળું કૃપા કરી,
આપે આપને હૈયે હિમ્મત, ધીરજ ધરે મન ખરી.

દિલાસા પત્ર વંચાઇ રહ્યા બાદ મુંબઇથી આવેલા રાવબહાદૂર શેઠ વસનજી ખીમજીએ પણ મરહુમ મહારાજાના ગુણાનુવાદનું વર્ણન કરતાં પોતે ઘણીજ દિલગીરી દાખવી હતી.

આ સઘળું થઇ રહ્યા બાદ મે. આ. પો. એ. બીલ સાહેબે અંગ્રેજીમાં ભાષણ આપ્યું હતું. તેનો ગુજરાતી તરજુમો રા. રા. ફુલચંદ ઝવેરચંદ મહેતાએ વાંચી સંભળાવ્યો હતો.

અરે ! જે મહારાજાએ અસંખ્ય મનુષ્યોને અનેક પ્રકારના આશ્રયો આપી તથા સંકટોમાંથી મુક્ત કરેલા છે તે નૃપને આજ કાળજ્વરના ક્રૂર પંજામાંથી બચાવવા સમર્થ થયું નહિ. ગમે તે વૈદ્યને ત્યાં જાઓ, ધન્વંતરીને શોધી કહાડો, જંગલોમાં જડીબુટી મેળવવા અર્થે આથડો, પર્વતોમાં ફરો, પાતાળને ઉથલાવો, સ્વર્ગમાં જુઓ, પણ તુટીની બુટી કયાંય મળનાર નથીજ. શ્રીકૃષ્ણ ભગવાન શ્રીમદ્‌ભગવદ ગીતાજીમાં કહે છે કે **जातस्यहि ध्रुवो मृत्युः ।** પરંતુ આવી રીતે જામશ્રીના જવાથી મોટો શોક પસરી રહ્યો, ચારે તરફ તારો ફરી વળ્યા હતા.

અને હાહાકાર વર્ત્યો હતો, જામશ્રી જસાજી જેવા નૃપના જવાથી આખા આર્યમંડળમાં સૂર્યાસ્ત થયો. અને કાઠિયાવાડના રાજ્યસ્થાનમાંથી કોહિનૂર જેવા ઉત્તમ રત્નની ખોટ આવી પડી. અને જાદવવંશનું જવાહીર લુંટાઇ ગયું. અરેરે ! જેને એકવાર પણ તે ભવ્ય મૂર્તિનું દર્શન થયું હશે તેને પણ ક્ષણે ક્ષણે તેના અનુપમ ગુણો યાદ આવી અપાર શોક સાગરમાં નિમગ્ન કરે છે તો જેમણે લાખો માણસોના લાલન પાલન કરેલાં હોય તેવાં અસંખ્ય મનુષ્યોના મન શોકમાં વિલીન થાય તેમાં શું આશ્ચર્ય ! પણ बलीयसी केवल मिश्वरेच्छा ॥ એ નિયમ પ્રમાણે દૈવગતિ અને કાલચક્રની નિરૂપાયતા મનમાં ધારી ધૈર્યનું અવલંબન થઇ હે પ્રભુ ! મહારાજા જેવા પ્રૌઢ પુરૂષના પવિત્ર આત્માને સદૈવ અક્ષય સુખ આપી હમેશાં તારા ચરણમાં રાખજે. એવી દિન પ્રજાની પ્રાર્થના છે.

## ખરખરો.

મહારાજા જામશ્રી જશવતસિંહજી આ લોક છોડી ફક્ત તમોનેજ નિરાધાર કરી નાંખ્યાં છે એમ

નથી, પરંતુ એમના જવાથી તો આખા હાલાર તથા અન્ય દેશના લોકોનો કેટલોએક ભાગ નિરાધાર બની ગયો છે. વળી પણ તેમનાં ચક્ષુઓથી અહરનિશ અશ્રુઓનાં ઝરણાં ઝર્યા કરે છે.

દુનિયામાં જન્મવું એ જો કે મરવાને વાસ્તેજ છે અને કોઈ પણ પ્રાણી અચળ રહ્યું નથી કે અ-ચળ રહેવાનું નથી એ એક સર્વમાન્ય સિદ્ધાંત છે. તોપણ જેની જીંદગી વિશેષ લોકોપયોગી થઇ હોય તેનું મરણ લોકોની મતિને મુંઝાવી નાંખે છે. અને અપાર દુઃખદાયક થઇ પડે છે એ વાત તદ્દન નિઃ-સંશયજ છે. કહ્યું છે કેઃ—

जामाता पुरषोत्तमो भगवति, लक्ष्मी स्वयं कन्यका ।
दूतो यस्य बभूव कौशिक मुनि, र्यज्वा वसिष्ठ स्वयम् ॥
दाताश्री. जनकः प्रदान समये. चैकादशस्था ग्रहाः ।
किंमुमो भवितव्यता हत विधेरामोपि यातो वनम् ॥

પુરષોતમ વિષ્ણુ ( શ્રીરામચંદ્રજી ) જેવા જેના જમાઇ છે, ભગવતિ લક્ષ્મી ( સીતા ) જેવી જેની કન્યા છે, વિશ્વામિત્ર જેવા મહાન્ ઋષિ જેમના દૂત થયેલા છે, વસિષ્ઠ જેવા જેના ગોર છે, જનકરાજા

સમાન દાતાર છે અને કન્યાદાન દેતી વખતે જેને અગ્યારમા સ્થાનમાં ( લાભ ભુવનમાં ) શુભ ગ્રહો રહ્યા હતા તોપણ વનમાં સાથે રહ્યાં હતાં છતાં પણ રામચંદ્રજી અને સતી સીતાજીને વિયોગ થયો તેથી હત્યારા વિધિની ભવિતવ્યતાને માટે મારે શું કહેવું?

### હરિગીત છંદ.

તન પાંચ ભૂત મળી થયું, વળી પાંચમાંજ મળી ગયું;
સહુ આપ આપની મુળ ઉત્પતિ સ્થળે સ્થિર જઈ થયું;
આવ્યો હતો આ દેહ જ્યાંથી, ત્યાં ગયો પાછો ફરી;
એ માટે શો કચ્ચાટ એવો, ધાટ ઘડિયો છે હરિ.
સંચય કર્યો તે કોકદિન પણ, ખુટવાનો તો ખરો;
ચ્હડવા તણે અંતે ખરૂં, પડવું જગત જોતાં ફરો;
સંયોગને અંતે ખરોજ, વિયોગ દિસે પાધરો;
એ રીત જીવિત અંતમાં છે, મરણ શોક કરો પરો.
જેવોજ ગર્ભસ્થાનમાંથી, પડે પ્રાણી બાહરે;
તેવોજ તરત અનિત્યતા, બથમાં ભીડીલે ત્યાહરે;
માતા બિચારી તો પછીથી, માતૃ વાચ્ય સમી ઠરે;
જ્યાં એમ છે ત્યાં શોક કરવો, કો' ઘટે છે કહી પરે.
ક્યાં ગયા પૃથ્વીપાળ સઘળા, અડગ સબળા આંહિથી;

નિજ મંત્રી વાહન સૈન્યસહ, ક્યાં ગળત થ્યા જગમાંહીથી;
એ થઇ ગયા છે આ જગતમાં, એમ કે' નારી પગી;
છે પ્રજા સાક્ષી વિયોગની, પૃથ્વી પડી છે હજી લગી.
છે દેહ મૃત્યુ ગેહ સંપદ સ્થાન છે આ પદ તણું,
સંયોગ સાથ્ય વિયોગ છે, જાયા વિશે જાવા પણું;
આ કાય ક્ષણ ક્ષણ થાય ક્ષય, પણ કહો ક્યાંથી જણાય છે;
કાચો ઘડો જયમ જલ વિશે, ઢગલો થઇજ મનાય છે.
ગઇ રાત પ્રાત થયું ફરી, પડી રાત એમ થયા કરે;
દિન દિન મરણ પ્રાણી સમીપે, આવતું જાયે અરે;
કો વધ્યને લઇ જાય જ્યારે, ઘાત કરવાને સ્થળે;
તેને જથા પગલેંજ પગલે મૃત્યુ આવે આગળે.
પ્રિય ભોગ હકુમત રૂપ યૌવન જીવતર ધન સંઘરો,
જાણી અનિત્યજ એ બધું, ગભરાય નહિ શાણાનરો;
સહવાસ તો ચિરકાળ આંહિ, કોઇની સાથે નથી;
નથી પંડનાજ શરીરથી તો, હોય ક્યાંથી અન્યથી;
બે કાષ્ટ સાગર મ્હાય જેવાં, તણાતાં ભેલાં થશે.
પાછાં વળી છુટાં પડી, અણચિંત્યવે મારગ જશે.
એ રીત આપણ સહુ ઇંયાં, ભવસાગરે ભેલાં થયાં;
કર્મે તણાતાં કર્મથી જશું, જૂજવે રસ્તે વહ્યાં,

પંથે પથિક કંઇ ચાલતાં, છાંયે જઇ સહુ બેસશે;
ભેળાં મળી વિશ્રામ લઇ પછી ભૂજવે પંથે જશે.
એ રીત આપણ સહુ ઇયાં, સંસાર વૃક્ષ તળે રહ્યાં;
પ્રારબ્ધ કર્મો ભોગવી જશું ભૂજવે રસ્તે વહ્યાં.
સંયોગ તેજ વિયોગ કેરો, સઘ સંભવ સૂચવે;
જનમ જનમ દાએ મરણ આગળ, નિયમ એ ન ફરે ભવે;
સંયોગ જે પ્રિયજનો તણો ઉત્તમ ગુણો ઉપર થકી;
પરિણામ દારૂણ તેહનોજ, અપથ્ય અન્ન જવો નકી.
ઝરણાં જથા સરિતા તણાંજે નિરંતર સરતાં રહે;
પાછાં કદા વળતાં નથી તે જાય છે જોતાં વહે;
રજની અને દિન એજ રીતે, સર્વદા સજ્જન જુવો;
આયુષ્ય સંગ મનુષ્યનાં લઇ, વહ્યાં જાયે શું રૂવો,
સંસારમાં સજ્જન સમાગમ, જે સુખા સ્વાદે ભર્યો.
તો તેજ અંત વિયોગ માટે, દુઃખમાં મુખિયો ઠર્યો;
જન સાધુએ માટેજ કોથી, સમાગમ નથી ઇચ્છતા,
ઓસડે વિયોગ છરાથી ઘાયલ, મનતણું નથી પ્રીછતા.
સગરાદિ રાજા થઇ ગયા, જેણે મહા કૃત્યો કર્યા,
એ કૃત્યને તે કૃત્ય કર્તા, થયા નષ્ટ ન ઉગર્યા;
જે વાત એ નવ નિભ કોઇજ, દૈત્ય દાનવ માનવો,

બ્રાહ્મા લગીને નાશ છે, અવીનાશી એકજ માનવો.
થાતાંજ ઇષ્ટ વિનાશ થાય, અનિષ્ટ શોક અપારજે,
અજ્ઞાન કારણ તેહવું ન વિયોગ કારણ ધારજે;
કદિ હોય કારણ જો વિયોગ, વિયોગ વધશે દિન ઘટે,
તે શોડ પણ વધવો ઘટે પણ ઘટે અજ્ઞાનજ ઘટે;
વાગે છ અંતર મર્મ ભેદી, શસ્ત્ર અણુદીઠાં પડી,
તે ધારૂ ઝાઝણુ હાર જબરી, જડી છે એકજ જડી;
છે અચિંતા નામ તેનું, કામ જેનું આકરૂં,
ઘડી ઘડી ગત વસ્તુ તણું જે, ચિંતવન કરવું પરૂં.

## શાર્દુલ વિક્રીડિત વૃત.

શાને શોચ કરો તમે જન સહુ, જાવું નકી સર્વને,
રે'વાનું નથા કોઈ સ્થિર જગમાં, તેથી તજો ગર્વને;
સંચીતે સુખ દુઃખ સ્નેહ મળવું, સે'જે બને છે સદા,
સાચો એક સબંધ શ્રી પ્રભુ તણો તે છાડશો ના કદા.
સર્વે પૂર્વ સંબંધથી જન મળ્યાં, કો કોઇ કોનું નથી,
તે માટે તજી કામ ક્રોધ મમતા, ભાવે ભજો સર્વથી
કોંના માત પિતા સુતા સુત અને, કોની બધી સંપતી,
અંતે કો નથી આપતુ સમજજો, સંસારની એ ગતી.
કે આજે કઇકાલ એમ કરતાં, જાતાં સ્થાં જાય છે,

કો જાણે નહિ એમ કાલ જનની, આયુષ્યને ખાય છે;
સર્વે સ્વારથનું સગું જગત છે. મોહે પડયાં માનવી,
જુઠો આ સંસાર સ્વપ્ન સરખો, માનો સહુ માનવી;
માટે મોહ ન રાખશો ગુણિજનો, સંસાર સ્વપ્નું ગણો,
નિશ્ચે આ નથિ દેહની ક્ષણ ભરે, આશાભિલાષા ભણો;
વિસારો સહુ શોક જામજ્જશનો, ભાવિ નહિ ફેકરે,
જે કાળે થવું જેમ તેમ બનતાં, શું હર્ષને શોકરે,

## લલીત.

સહુ જનો હવે શોકને તજો
દૃઢ થઈ મને ઇશને ભજો.
સ્મરણરે સદા એમ આચરો,
અમર નામને વિશ્વમાં કરો.

કહ્યું છે કે—એક વખતે અલર્કે સત્સંગને માટે ગુરૂ દત્તાત્રેય પાસે જઈને કહ્યું કે 'હું ઘણો દુઃખી છું, માટે મને દુઃખથી મુક્ત કરો.' ગુરૂએ કૃપા દૃષ્ટિથી તેની સામું જોઈ કહ્યું કે, 'પુત્ર ! તારે શું દુઃખ છે તે મને કેહે એટલે હું તે દુઃખથી તુને મુક્ત કરૂં', આ વચન સાંભળતાંજ અલર્કને 'દુઃખ થવાનાં સ્થાનક દેહ, ઇંદ્રિઓ અને મન એ ત્રણ છે.

હું દેહથી જુદો, ઇંદ્રિઓથી જુદો અને મનથી પણ જુદો છું. માટે મને શું દુઃખ છે ? કાંઇજ નથી. એવી રીતે ખરૂં જ્ઞાન ઉત્પન્ન થયું. આ ઉપરથી તેણે ગુરૂને કહ્યું કે ઊંડી નજરથી વિચાર કરૂં છું તો દુઃખ પદાર્થ કાંઇ છેજ નહિ. અને જેઓ તેવો વિચાર નથી કરતા તેઓ દુઃખના દરિયામાં ડુબેલા છે. પુરૂષને જ્યાં જ્યાં મમતા બંધાય છે ત્યાં ત્યાં દુઃખ ઉત્પન્ન થાય છે. માટે મમતામાંજ દુઃખ રહ્યું છે. મમતા મેલી દેવાથી મને હવે કાંઇ પણ દુઃખ નથી.' રાજાનું આવું વચન સાંભળી ગુરૂ દત્તાત્રેય બોલ્યા કે 'પુત્ર ! તું યથાર્થ કહે છે. મમતા એજ દુઃખનું મૂલ છે. માટે મમતા મેલવાથી દુઃખનો નાશ છે. મમતાનું મૂલ અજ્ઞાન છે. અજ્ઞાનનો નાશ થવાથી મમતા પણ મટે છે ને મમતા દુઃખ પદાર્થ દેખવામાંજ આવતો નથી. આ પ્રમાણે ગુરૂ દત્તાત્રયે અલક રાજાને જ્ઞાનનો ઉપદેશ કર્યો.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે દુઃખી એ અજ્ઞાનકૃત મનોવિકાર છે માટે એવી અજ્ઞાની મનોવૃત્તિ દૂર કરવા જેમ બને તેમ પ્રયત્ન કરવો એજ વિપ-

ત્તિના વખતમાં આવશ્યક કર્મ અને પરમ ધર્મ છે. કારણ કે દુઃખના વખતમાં પોતાનું હૃદય બાળવાથી એ દુઃખમાં વધારો થાય છે એટલુંજ નહિ પણ આપણી અજ્ઞાનતા અને બુદ્ધિહિણતા વૃદ્ધિને પામે છે માટે ડાહ્યા અને સજ્જન મનુષ્યોએ વૃથા શોકનો ત્યાગ કરી જગત્નિયંતા પરમ કૃપાળુ પરમાત્માની ભક્તીમાં દૃઢ મનથી ભાવ રાખી સાવધાન રહેવું એજ પોતાનું તેમજ મરણ પામેલા પ્રાણીનું કલ્યાણ મુક્તિનું સાધન છે.

વળી પણ હું કહુંછું કે ચિત્ત ચપળ છે. માટે જ્યાં સુધી તેની સ્થિરતા થતી નથી તેમજ આળસ નિદ્રા અંતઃકરણની બહિર્મુખવૃતિ, રાગદ્વેષાદિ, દોષ, અને રસસ્વાદ, બહુજ વિઘ્ન કર્તા છે તેનો ત્યાગ કર્યો નથી ત્યાં સુધી દેહનું સાર્થક થવું દુર્લભ છે. પણ જ્યારે જગત્ વ્યવહારમાં લેશ માત્ર પણ આશક્તિ નહિ રાખી મન એક રસ પરિપૂર્ણ સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વયંજ્યોતિ બ્રહ્મમાં નિમગ્ન થશે ત્યારેજ મોક્ષનાં દ્વાર ખુલ્લાં થશે, તિવ્ર વૈરાગ્યવાન્ પુરૂષો અષ્ટાંગ યોગ સાધે છે, જગતમાં માયાનો પ્ર-

સાર જે અનાદિકાળથી ચાલ્યો આવે છે તે સર્વે બાજીગરના તંત્ર માફક છે સઘળા દ્રવ્ય પદાર્થ જૂદા છે. ચૌદ બ્રહ્માંડમાં જે કાર્યમાં માયા રહેલી છે તે સર્વે નાશવાન છે. દેહ પંચ મહાભૂતનું પૂતળું છે. અને તે ક્ષણ ભંગુર છે. તેના જૂદા જૂદા રંગ ક્ષણ ક્ષણમાં પલટાય છે. વળી આ શરીર મળ, મૂત્ર, રકત, માંસ, મેદ, અસ્થિ, અને મજ્જાનું બનેલું છે. તો એમાં સાર વસ્તુ કઇ છે તેનો વિચાર કરો કદિ હજાર વર્ષની આયુષ્ય થઇ તો તેથી પણ શું ? અને પૃથ્વી પર્યંત રાજ્ય મળ્યું તો તેનાથી શું અર્થ સર્યો ? આખર તો સર્વે અનિત્ય છે. પંચ વિષયના જે જે કાર્ય છે, તે અતિ દુ:ખદાયક છે. સ્ત્રી, પુત્ર, માતા, પિતા, સગાં, સહોદર, અને ભ્રાતા, ભગિની એ સર્વે સ્વાર્થની બાજી છે. જગતમાં સાચો સ્નેહી અને નિ:સ્વાર્થી ઇશ્વર વિના બીજું કોઇ નથી. તે ઉત્પત્તી સ્થીતિ અને લયના કર્ત્તા છે; સર્વ શક્તિમાન, નિરંજન નિરાકાર, વિશ્વ વ્યાપક, કર્ત્તા અને અકર્ત્તા છે. આત્મા એ સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ દેહથી જાગ્રત, સ્વપ્ન, સુશુપ્તિ, એ ત્રણ અવસ્થાથી, અને અન્નમય, પ્રાણ-

મય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદ એ પંચ કોશથી ન્યારો છે. પણ પરમાત્મા સાથે ઐકય ધરાવનારો, માટે નિષ્કામ બુદ્ધિથી અનર્થનો ત્યાગ કરી બ્રહ્માનંદનું પ્રીતિ પૂર્વક ધ્યાન ધરી દેહનું સાર્થક શોધવું, અને મિથ્યા મોહ દૂર કરવો એ સર્વ પ્રતિ મારી વિનંતી છે. વળી પણ કહ્યું છે કેઃ—

**भोगे रोग भयंकूलेच्युतिभयं, वित्ते नृपालाद्भयं ।**
**माने दैन्यभयंबले रिपुभयंरूपेतरुण्याभयं ॥**
**शास्त्रे वाद भयं गुणे खल भयं, काये कृतांताद्भयं ।**
**सर्वं वस्तु भयान्वितं भुविनृणां, वैराग्यमे वाभयम् ॥**

**ભાવાર્થઃ**—ભોગમાં રોગનો ભય, કુળને પડવાનો ભય, દ્રવ્યને રાજનો ભય, આબરૂને દિનતાનો ભય, બળને શત્રુથી ભય, રૂપથી સ્ત્રીને ભય, શાસ્ત્રમાં વાદનો ભય, ગુણને ખળનો ભય, અને દેહને કાળનો ભય છે, આ પ્રમાણે, સર્વ વસ્તુ ભયવાળી છે; પરંતુ પૃથ્વી ઉપર એક વૈરાગ્યજ અભય છે.

પ્રથમ સર્વ વસ્તુના કારણ અદ્વિતીય પરમાત્મા શિવ હતા. પછી પરમાત્મા (શિવ)માં શકિત આવી, પ્રથમ ઇચ્છા ઉત્પન્ન થઇ. અને તે ઉપરથી ક્રિયા

અને જ્ઞાન શકિત; આ બધામાંથી સદાશિવ (આકાશના દેવ) થયા, તેમનામાંથી ઈશ્વર ( વાયુનો દેવ ) થયા, તેમનામાંથી ઇંદ્ર ( તેજના દેવ ) થયા, તેમનામાંથી વિષ્ણુ (જલના દેવ) થયા, અને તેમનામાંથી બ્રહ્મા ( સૃષ્ટિના દેવ ) ઉત્પન્ન થયા, અને તેમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ. મનુષ્યના શરીરના છ ભાગ છે. આખા શરીરમાં શિવ પરમાત્મા છે, અને બાકીના પાંચ દેવ જુદા જુદા ભાગમાં રહે છે. આખા શરીરમાં બે હેતેર હજાર નાડીયો છે. તેમાં મુખ્ય ઇડા, પિંગળા, સુષુમણા, ગન્ધારી, હસ્તિજીવ્હા, પૂષા, અરૂણા, અલંબુષ, કુહુ, અને શંખિની એ દશ છે. આકાશના સત્વગુણથી ત્વક્, તેજના સત્વગુણથી નેત્ર, જલના સત્વગુણથી જીભ, અને પૃથ્વીના સત્વગુણથી પ્રાણ બનેલ છે. આ પંચદેવ જ્યારે પોત પોતાની સત્તા ગ્રહણ કરી લે છે ત્યારે આ અસાર શરીર પંચમહાભૂતનુ પુતળું કાંઇ પણ કામનું નથી. અને તેમાંથી વિસરજન થતી દરેક વસ્તુ દુર્ગંધવાળી અભાવ ઉત્પન્ન કરનારી છે, વળી તે ક્ષણભંગુર છે, એટલે તેનો ભરૂસો પણ શું છે ? આજ છે તે કાલ

નથી. તેમાં વળી કળીયુગનું વીપરીત વલણુ બેહદ ખેદ ઉપજાવે છે, જેથી કાંઇ કાર્ય આજે થઇ શકે તેમ હોય તે કાલ ઉપર રાખવું એ વિશે પણ કાળની જબરી ભીતિ રહે છે. જેથી મનુષ્યે જન્મ ધારણુ કરી પારપાડવાના હેતુ જે ચાર પદાર્થ છે, તેનું ગ્રહણુ કરી કર્મ, જ્ઞાન અને આત્મોપાસનાથી નિરંતર પરબ્રહ્મ સાથે લયલીન કાળક્રમણુ કરવો. અર્થાત્ નિર્વિકારથી એકાગ્ર ચિત્તે રહી ઇશ્વર ભજન કરવું.

આ સંસાર સાગર શંકટરૂપ ખરાબાઓથી ભરપૂર છે. પરંતુ તે ખરાબાઓ કયાં છે અને આપણી નૌકાની સાથે તે કયારે અથડાશે તેની આપણને જરાપણુ ખબર પડતી નથી. અને તેનું કારણુ એજ છે કે તેવા ખરાબાઓ હમેશાં ન્યુનાધિક ભિન્ન લહેરીની નીચે ગુપ્ત રહેલા છે. અને તેથીજ આપણી નૌકાને ચાલવાના રસ્તા કયે કયે સ્થળે અથવા કેટલે કેટલે અંતરે વિધાતાએ તેવા ખુની ખરાબાઓ ગોઠવી મુકેલા છે તેનું આપણુને ભાન રહેતું નથી. સંસાર સાગરમાં આપણી નૌકા સંપૂર્ણ

શાંત લહેરો ખાલી જતી હોય છે, પણ તે વખતમાં નિર્દય વિધાતા ત્યા અચાનક કોઈ સંકટ રૂપ એવો ખરાબો આણી મુકે છે કે જેને માટે આપણી જીભથી કદી કંઇ પણ બોલાયું ન હોય, જે દષ્ટિથી દેખવામાં આવેલું ન હોય, કાને સાંભળેલ ન હોય, ચિત્તથી ચિંતવેલ ન હોય, અને પિશુનોએ શંકા કરેલ પણ ન હોય, આવી અણધારી આપત્તિમાં મનુષ્યને અચાનક આપત્તિમાં ધકેલી દેવું એ તો વિધાતાનો એક સ્વાભાવિક વિલાસ છે. ક્રુર કાળ નથી ગણતો વખત કે નથી ગણતો કવખત. મનુષ્યના દુઃખની દરકાર તેને જરાપણ હોતી નથી ગમે તેવું રત્ન તે ઝડપથી ઝડપી લે છે. અને દુનિયાંને દિન બનાવવામાં વિલંબ કરતો નથી. માટે સર્વજનોએ શાંત મને કરી ઇશ્વરનું આરાધન કરવું એજ મૃત પ્રાણીને મોક્ષની બારી છે. પરમકૃપાળુ પરમેશ્વર મહારાજા જામશ્રી જસાજી સાહેબને પરમ પદ આપી તેના આત્માને શાંતિ અરપો એવી સહુ પ્રજાની પ્રાર્થના છે.

---

# ગુણાદિવર્ણન.

### કવિત.

ધણી જ્ઞાન તણી દષ્ટે, સર્વ ધર્મ ભણી જોએ.
તોએ નિજવંશ ધર્મ, પળતા સુપ્રીતથી;
ધીરમાં ધુરંધરને વીરમાં તો વિરલોએ,
ઉમદા ઉદાર ગુણ, ગ્રાહક સખો સતી;
દૂર હોય ત્યાંથી પણ, પૂરતો પ્રકાશ પડે,
સૂર સમનૂર જ્યોતિ, જગમગતિ દીસતી;
ભૂમી પર એવા કૈક થાશે ને કૈથૈ ગયા,
યશવંત સરખો ન ભૂતો ન ભવિષ્યતિ.

### સવૈયો.

એક ધરા સહુ લોક ધરે, ફરિ એકજ ચંદ્ર ફરે ભરવ્યોમે,
એકજ સૂર્ય તપે ત્રણે લોક, જુઓ ચતુરાનન એકજ હોયે;
એક સુગંધ ભર્યે મલયાચલ, ચંદન વૃક્ષ દિસે પ્રતિ રોમે,
તેમજ આ જશવંત પણ એકજ,રાજી ગયા નર પશ્ચિમભોમે

### કવિત.

દેશી રીત ભાત ભલી, ભાતથી પિછાણનાર,
જાણનાર પૂરેપૂરા, જૂના ઇતિહાસના;
દેશી ભાષા અલંકાર, કે'વત અને કવિતા;

સમજનાર નિયમજે, રાજનીતિ ખાસના.
દિનજન કે ભલે હો, તવંગર તોય પણ;
સમાન ભાવ રાખી રાજી રાખતા સુવાસના
આજ જશવંતની જગોનો ખાડો પુરાશે શું ?
પુરાશે તો રે'શે ઘણી વાતે આની વાસના.
પેખતાં શીકારી પશુ, કાલ કે કરાલ દિપ;
લેખતાં ગરીબ જન, વીર વિક્રમ સુધા;
દેખતાં દવાનળ કે ગ્રીષ્મ રવી કપટીઓ.
ગુણગણ ઉલ્લેખતા, શરદ્ચંદ્ર કે સુવા;
દેશી પ્રજા જાણતી છે, માયાળુ મુરબ્બી અમ,
રમુજની મૂર્તિ મુખ્ય, મિત્ર માનતા બધા.
ભોજ ભૂપ સમો હતો, જસવંત એક પણ
દુનિયામાં દિઠો એનો, ઉલ્લેખ અનેકધા.
નામના નિભાવવા કે, મિનાર નિજ નામના;
ચણાવે ખણાવે વાવ કુવા પૂતળાં ઘરે.
મિનારા ગ્યા પડી ચ્હડી, ધરા દબ્યા વાવ કુવા,
પૂતળ્યાં ગ્યાં ભૂતળમાં, દડી ખડી આખરે,
દુનિયામાં ખરાં નામ, રાખ્યાં ગ્રંથ કર્તાઓએ.
વાલ્મીકી, વ્યાશ, ટાડ, પ્રીન્સેસ શેક્સ પીયરે;

ભૂલાશે બીજા બધા પણ એક આ ભૂલાશે નહિ.
જશવંત ગ્રંથ રૂપે હો અમર અવનીપરે

### દોહરા.

ચાણો સઘળી વાતમાં, કોણ મળે સરકાર
એવા નર થતાં હવે, લાગે ઝાઝીવાર;
શુભ કરવા આ દેશનું, શ્રમ લેતા કમવાર.
સાર વિચાર જણાવતા, વિગતે વારંવાર.
દશા સુધારી દેશની, હજુ સુધારત ઓર.
દાઝે જાણતા દેશીની શુભ કરવા સહુ મ્હોર;

### સોરઠા.

કેસબેસ નિઃશેષ, બારીકીથી તપાસતા.
ન્યુન રાખે લેશ, સદા સાફ ઇન્સાફ દે;
પૂરા હતા પ્રવીણ, ન્યાય કામમાં નિપુણપ.
લખાણ સંશય હીણ, જશવત નામ જગે છતાં
પરદુઃખ ભંજન કાર્ય, બાકી રહેલ બજાવવા
જશવત રૂપે નામ, અવતરીયો વિક્રમ ફરી

### કવિત–મનહર.

હિમ્મત હવેલી ગયો, ખાંડા તણી ખેલી ગયો.
સાંપણની ડેલી ગયો, મીત્ર મોજ મ્હેલીને;

મ્હાનાનો એલી ગયો, સ્થિરતાનો થેલી ગયો,
અભયની એલીગયો, ઠકરાઇ ઠેલીને.
છડી સ્વારી છેલી ગયો, ટેક ટોચ ટેલીગયો;
રઇયતને મેલી ગયો, હાથે હડસેલીને.
પોલા તણે કેલી ગયો, વિદ્યા ગુણ વેલી ગયો,
ભૂપ જશવંત ગયો, નગરિ ધકેલીને.
અરે હો? અકાશ કાં, પ્રકાશ કર્યો ઓછો આમ
શ્યો છે એવો શોચ જે તું, રોઇ આંસુ ઢાળીને;
આપ તું ઉદાશ આશપાશ હજી આજ સુધી,
આજ સુદ્ધી ચિંતા ચિતે, જાણી મ્હો નિહાળીને,
સુણો બ્હેનો ! શું વર્જ્યું આ, અસ્તોદયવાળા સને
નિત્યોદિત ગયો વિર જશવંત પ્રજાળીને;
ભાંખી વાણી વ્યોમે ન સાખી શકી વસ્તી સહુ
ઝાંખી પડી દિશા ખાલી, બની ફેર ભાળીને.
દંભી તણા દંભ અભિમાની તણા અભિમાન,
ક્રુર શઠ તણી ક્રુર શઠતા તજાવનાર,
પરખી પરકયં ભાવ, શક્તિ સહ યુકિતથી;
અંતરની વરતી પરટાવી લજાવનાર.
લોકો તણી માગણીને બારીકીથી તપાસતા

**પોતાની ફરજો દઢતાથી બજાવનાર;**
ફરી હવે ફાંફાં મારી, દેખશું ન જશવંત
લોક હિત કાજ વેશ, લીધો બજાવનાર.
આપ તણો બંગલો છે, કર્યું કાયું લેશ નથી,
સ્થળે એને એજ એજ કંપાઉંડ રહ્યું છે;
રહ્યું છે મકાન રૂપ, દહેરૂ અને પહેરેગીર,
બાગના વિભાગ વૃક્ષ, કાહી શું ગયું છે ?
એનો એ બંગલો, કબાટ ટેબલ બેઠક સો
અસીલો, વકિલો પટાવાળા ન્યુન કહ્યુ છે,
વીંટીમાંથી નંગ અંગમાંથી જેમ જીવ જાય,
એક આપ ગયે સહુ, નૂર વોણું થયું છે.

સોરઠા.

કાયા સમ આ ધામ, છે આમનું આમજ પડયું;
જીવ સમો તુ સ્વામ, ઓચીંતો ઉઠી ગયો.

**જોડી તેં ના જોઇ માડી (૨) એ રાગ.**

અરે કાં કોપ પ્રભૂ કીધો (૨)
હાલારે હિણભાગ્ય વસ્તીને, પુર્ણ દગો દીધો.
શોક દાવાગ્ની ઉર દાઝે (૨)
હાય જશાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે

પ્રજા સૌ પુત્ર પુત્રી જાણી (૨)
અધિક દયા આણી દુખ ભાંજણ, રાજણ ગુણ ખાણી.
રાજ નીતિ નિત આચરતા જે (૨)
હાય જસાજી જામનગર પતિ, ગયા સ્વર્ગ આજે
ઘણા નૃપ આર્ય ખંડ ખ્યાતા (૨)
તૂલ્ય જસાજી મહારાજ વિરલા સુધરમ ત્રાતા.
સર્વથા સુકર્મ કરતા જે (૨)
હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે.
વિદ્વતા વિલાસી વળી જેવા (૨)
ભોજરાજ સમ મોજ પ્રદાતા, દાન વીર તેવા.
ક્ષત્રિ ગણ ભૂશણ ઠરતા જે (૨)
હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે
જામપુર થયું આજ ઝાંખુ (૨)
ન્યાય બાપ ગુણ છાપ, રાજપત જતાં જગત આખું,
પામતું પાપ પૂર્ણ પ્રાજે (૨)
હાય જશાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે.
રાખી શુભ ન્યાય ધર્મ માજા (૨)
ભર્તખંડ ભૂમંડ કહાતા રામ તુલ્ય રાજા.
પ્રજા શીરપર કર ધરતા જે (૨)

હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે
ક્ષત્રિવટ રાખણ યદુવંશી (૨)
પાપ પ્રજાગક પાળક વસ્તી, શુભ નૃપ અવતંશી.
સજ્જનો મત અનુસરતા જે (૨)
હાય જસાજી જામનગર પતિ, ગયા સ્વર્ગ આજે.
ગૂણ આગાર ધર્મ ધાતા (૨)
નીત્ય દાન હિત સહિત સુકર્મા, પુર્ણ સુખ દાતા,
દર્શતાં દીલ દુઃખ ભાજે (૨)
હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે.
પૂણ્ય પરમાર્થ પથે પુરા (૨)
કર્યું કૈક કંગાલ કવિનું દરિદ્ર દુઃખ ચૂરા,
સુપાત્રિ ધન વાવરતા જે (૨)
હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે.
મેરૂભા મિત્ર શ્રીમાન શાણા (૨)
દિવાનજી વળી મહેરવાનજી થયા આજ ઝાંખા;
સંમતી સલાહ કરતા જે (૨)
હાય જશાજી જામનગર પતિ ગયા સ્વર્ગ આજે.
વિદ્વત્તા ઉત્તેજન ભાંગ્યુ (૨)
વિશ્વનાથ મુજ અંતરમાં એ, અપાર દુઃખ લાગ્યૂં.

વધ્યો પણ શોક વિશ્વમાં જે (૨)
હાય જસાજી જામનગર પતિ ગયા સ્વર્ગ એ.જે.

## રાગ રામગ્રી.

જામ જસાજી સ્વર્ગ જતાં, પ્રજા રૂએ સમસ્ત;
હાય હાલાર તણો થયો, દિસે દિન કર અસ્ત.
જામ જસાજી સ્વર્ગ જતાં.
રાગ સુરંગ ગયો હવે, વિદ્યા જ્યોતીર વેદાં
અસ્ત થશે આશ્રય વિના, જાણી પૂરણ ખેદ.
જામ જસાજી સ્વર્ગ જતાં.
મંગળ વદની માનુની ગિત વાદ્ય આશક્ત;
તે સૌ રૂદન કરે અરે, ઢાળી આંસુડા રક્ત.
જામ જસાજી સ્વર્ગ જતાં.
દાતાર કર્ણ સમો હતો, ભોજ વિદ્યા વિલાસ;
ધર્મ સમાન સુન્યાયને, ગયો રંગ હુલાસ.
જામ જસાજી સ્વર્ગ જતાં.
પ્રભુતાયે ઇંદ્ર સમાન જે, ઇંદુ પૂરણ શાંત,
ભાસ્કર ભાસ ધરણ ગયો, રાગિ રૂક્ષમણિ કાંત
જામ જસાજી સ્વર્ગ જતાં
એમ સૌ વસ્તી શિર હતી, મહારાજની પ્રીત,

તે ગઇ રીત રૂડી હવે, વિશ્વનાથ ખચીત.

જામ જસાજી સ્વર્ગે જતાં.

## લલીત છંદ.

પુનિત નીતનો પુર્ણ જે ઝરો,
ખચિત વસ્તીનો તાત જાહરો;
પ્રથિત તે ગયો સ્વર્ગ માંયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.
અરર દૈવ તેં ક્રૂર આ કર્યું,
અમ પ્રજા તણું સુંખ કાં હર્યું;
દુસહ દુઃખ આ ના ખમાયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.
વિદિત શ્રી યદુવંશમાં મણી,
જગત ખોટ છે આ જસા તણી;
કવિશ પંડિતોનો સહાયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.
કદર ગુણની કયાં હવે થશે,
કવિશ પંડીતો કયાંહ જાયશે;
શ્રુતિ પુરાણ સૌ નિઃસહાયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.

નગર નાથની દાન વીરતા,
નૃપતિ ભોજ કે કર્ણ શું હતા;
ધરમ તુલ્યતા, ધર્મ ન્યાયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.
દિન પરે દયા શંભુના સમી,
નૃપતિ જેહને ચાલતા નમી;
વરિ સુકીર્તિ જગતમાંયરે,
નૃપ જસા જતાં હાય હાયરે.
અધિક શોક છે રાજ અંગમાં,
નગર લોક સૌ હર્ષ ભંગમાં
શુભટ સભ્ય સૌ દુઃખમાંયરે
નૃપ જસા જતાં હાય હાયરે.
કરમ હીણતાં વરતીની કહું,
પરમ શોકમાં વિશ્વનાથ હું;
સુખદ રંકનો જે સદાયરે
નૃપ જસા જતાં હાય હાયરે.

## ઝુલણા છંદ.

( પરભાતીયાં રાગ. )

અરર આ કેર કયમ મે'ર નાવી પ્રભૂ
અમ પ્રજા પેર શી હાય થાશે,
મેર ધરનાર મહિરાજ સ્વર્ગે જતાં
આજ દુખ દાઝ તે કયમ સહાશે;
અડપ કરિ આવિયો, ક્રુર જગ કાવિયો.
સૌ પ્રજા રાજ્ય શત્રુ પ્રસિદ્ધો,
હાય હાલાર પતિ શ્રી જસા જામને
કાળ કયમ ઝડપમાં ઝડપિ લીધો.
નૃપત ગણ શિરમણી ધરમ ધાતા ધણી,
રંક તણી સહાયતા કારણ શૂરો,
શાણપણ વંત ધણાં ખંત ખ્યાતા ધરણ
મોજ મેહેરાણ ગુણ જાણ પૂરો.
કવિશ દળદર હરણ વયણ અમૃત ઝરણ,
શરણ રક્ષક ઠરણ જગ પ્રસિદ્ધો,
હાય હાલાર પતિશ્રી જસા જામને,
કાળ કયમ ઝડપમાં ઝડપિ લીધો.
જગતમાં સભ્ય લોકો કરે શોક સૌ,

અધિક વસ્તી વિશે રાજ અંગે,
રાણિયો રાજ મહેલે અતીશે રૂવે,
રાજ મિત્રો વળી હૈયે ભાંગે
કાજ કૂડું થયું એમ બોલે સહુ
ઇષ્ટ અમને દગો આજ દીધો
હાય હાલાર પતિ શ્રી જસા જામને,
કાળ કયમ ઝડપમાં ઝડપમાં ઝડપિ લીધો.
બંદિજન જાચકો, નિત્ય સંતોશતા,
પોશતા રંક રંકનાં હરતા,
ન્યાય સમશેરને ધર્મની ઢાલ ધરી
વસ્તિ સરવે તણી સહાય કરતા,
વિચરતા સત્ય પથ સાથ સમરથ દયા,
વીરતા સ્વર્ગમાં વાસ કીધો.
હાય હાલાર પતિશ્રી જસા જામને
કાળ કયમ ઝડપમાં ઝડપી લીધો.

## માલિની.

દિનકર નકિ આજે, હાય હાલાર અસ્ત.
દુખિત દિલ બિચારા, નગ્ર લોકો સમસ્ત;

પુનિત જન પ્રદેશે, શોકમાં સત્ય શાથી,
અરર નૃપ જસાજી, જામ સ્વર્ગે ગયાથી,
પ્રથિત નૃપ જસાજી, વસ્તિને સુખ દાતા.
વિદિત કવિ વખાણે, જેહની જગત ખ્યાતા,
તદપિ અહિત આજે, રાજ્યમાં શોક શાથી
અરર નૃપ જસાજી જામ સ્વર્ગે ગયાથી.
પુનિત નૃપ જસાજી જામનો જન્મ જાણું,
વિદિત કવિ જનો સો વર્ણવે શું વખાણું,
રહિયત સહુ માથે, રાખતા પૂર્ણ પ્રીતિ,
અથ ઇતિ લગિ ધારી, ઉર મધ્યે સુનીતિ.
મન અલપ મતિ શું રાયના ગુણ વર્ણું,
સુકવિ સમીપ હું છું, મેરૂની પાસે તર્ણું.
નવલપુર નરીંદા, ન્યાય સદ્ગુણ છાપ
અમરપુરે પધાર્યા, તે જશાજી વિલાપ.

સોરઠા.

વિનતું જશવંત જામ, વારંવાર લળી લળી;
છેલ્લા આ પરણામ. મહારાજા તું પામ જે,
બનીયું આખર આમ, શોક કર્યો નહિ કામનો,
એહા રાખી હામ, રાઉ જોઇને જામની

## દરબારી કાન્હરો

જય જય જગ મંગળકારી (૨)
કરૂણાના સાગર ઉર ધરજો, આ શુભ અર્જ અમારી
રક્ષણ જામ જસાજી કેરૂં, કરો સદા સુખકારી, ટેક.
અવનિમાં અતિશય આવશ્યક, નૃપરક્ષણ નિરધારી. જય૦
જામ વિભેશતણા પુણ્યોથી, પાપ સમૂહ વિદારી,
નૃપ સંતાપ તમામ હરો હરિ, દઢ આરોગ્ય વધારી. જય૦
પ્રેમ ક્ષેમ નિધી આપ ગણાઓ, રહ્યા અભય વિસ્તારી
કરૂણામૃત નૃપપર વરસાવો, નિર્વિભુભાવ વિસારી. જય૦
જામ જસાજી ધામ ધર્મનું, કામ કરે ઉપકારી,
વધારજો જીવિત હિત એનું, અહિત સમુહ નિવારી, જય
રહો સ્વસ્થ કરૂણાવધિ જનના, પાલનના અધિકારી;
ગુરૂ કરૂણાવશ ગોકુલ વાણી, જરૂર સફલ થાનારી જય૦

### ઉપજાતિ વૃત્ત.

હજાર હાલાર દઉ તને તો,
બતાવી આપે જશવંતને જો.
વિવેક વિદ્યા વયથી વિલાસી
જતાં જસાજી ગુજરાત ઝાંખી.

કવિ કુલોને સુખ પ્રાણ દાતા
અનાથને આશ્રય સ્હાય દાતા
પ્રશાંતને રૂપ ભરેલ રાશી
જતાં જસાજી ગુજરાત ઝાંખી;
કુસુમ ખીલ્યું નહિ પુર્ણ ખીલ્યું
લલીત ભીનું રસ લગ્ન લીલું
ખરી પડયું રે રસ ગંધ રાખી
જતાં જસાજી ગુજરાત ઝાંખી.
અપૂર્ણ પાનાં ઇતિહાસ કેરાં.
પ્રપૂર્ણ કીધાં જશવંત તેં હા
અખિલ હાલાર થયો ઉદાસી
જતાં જસાજી ગુજરાત ઝાંખી.
રહ્યું ઉણું શું અમથી પિતાજી
અકાળ થૈ ગ્યા વઇકુંઠવાસી
ગમી નહીં શું નિજ નગ્ર કાશી
જતાં જસાજી ગુજરાત ઝાંખી.
બતાવ મ્હારો પ્રિય ખાસ કયાં છે
બતાવ મ્હારો પ્રિય ભૂપ કયાં છે

નિમંત્રુ હું અન્ય ભવે જસાજી
જતાં જસાજી ગુજરાત ઝાંખી.

## વૈતાલીય જસા જામના વિયોગ વિષે.

નૃપ જામ જસાજી! કયાં ગયા.
સ્થિરતા પામી અરેજ કયાં! ઠરયા !!
નરપત્તન શૂન્ય તે વિના
દુખ દાયિ સઘળે બની ખિના ॥ ૧ ॥
નૃપ ભોજ સમાન જે હતા.
સુખને દાનથિ જેહ આપતા
શિવ લોક વિષે જ તે, ગયા.
પુરવાસી તણિ વિસરી દયા ॥ ૨ ॥
બહુ હાલ ઉદાસ દાસ છે
દુખમાં મગ્ન સહુ ખવાસ છે.
શિવ પાસ જસાજી તેજનાં.
નિરખું છું સહુ દુઃખ પામતાં ॥ ૩ ॥
અતિરાણિ વિલાપને કરે.
નયને અશ્રુનિ ધારને ધરે ॥
જન સેવક સૌ રડિ મરે

નહિ કો ! દુઃખિ થઇ અહિં ફરે ॥ ૪ ॥
પશુ પક્ષિ તમામ જામના
ગુણ ગાતા જ્યમ હોય નામના ॥
ત્યમ શબ્દ કરે વિલાપના,
નિરખું તેમ ભરેલ તાપના ॥ ૫ ॥
અતિ દાસિ ઉદાસિમાં પડી
ધણિથી હીન થતાં મરે રડી.
નહિ જોઇ શકાય શોક આ,
ત્યમ છે દુઃખિત લોક થોક આ ॥ ૬ ॥
સહુ બાલ યુવાન તે અરે !
અતિ રોતાં જન ધૈર્યને હરે
નહિ આ થકિ કોણ પીગળે
કદિ પાષાણ સમાન હો ભળે ॥ ૭ ॥
વિસરાવિ વિભાજી યાદિનિ
ચળકાવિ યશ સાથ ગાદીને ॥
પર લોક જસાજી સંચરયા;
જનનાં તો મન તેમણે હરયાં ॥ ૮ ॥

અનુષ્ટુપ્દુહા.

જાણે પ્રલયના દુઃખો, થયાં એકત્ર આ છતાં
તેમ દુઃખિ થતાં દેખું જસાજી જામના જતાં ॥૯॥

## એડમીનાસ્ટેટર સાહેબની કારકીર્દિ.

મહારાજા જામ સાહેબ શ્રી વિભાજી કે, સી. એસ. આઇ. નો સ્વર્ગવાસ થતાં, નામદાર મુંબઇ સરકારે અમોને નવાનગર સ્ટેટના એડમીનીસ્ટેટર નીમતા મેં સ્ટેટનો ચાર્જ તારિખ ૩૧ મી જુલાઇ સને ૧૮૯૫ ના રોજ સવારે સંભાળી લીધો છે; તે સર્વેની માહિતી માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે. સંવત ૧૯૫૨ ના શ્રાવણ સુદ ૧૨ શુક્રવાર. તા. ૨ આગષ્ટ સને ૧૮૯૫.

ડબલ્યુ. પી. કેનેડી સાહેબની અંગ્રેજીમાં સહી
એડમીનીસ્ટેટર. સ્વસ્થાન નવાનગર.

સર્વે લોકોને ખબર આપવામાં આવે છે કે આ સ્ટેટના આજ દિવસ સૂધી ૨૩ મહાલ ગણવામાં આવે છે તેને બદલે હવે મુખ્ય ૯ મહાલ કરી બીજા તેમની સાથે ભેળવી દેવામાં આવે છે. તા. ૧. નવેંબર સને ૧૮૯૫.

ડબલ્યુ. પી. કેનેડી. એડમીનીસ્ટેટર.

રા. બા. માણેકલાલ નરોત્તમદાસ પટેલનો હુદો "હજુર આસિસ્ટંટ" એ પ્રમાણે લખાશે; અને તેઓ સાહેબ "દિવાન" ને મળેલા તમામ અખત્યાર ભોગવશે. તા. ૧૭ માર્ચ સને ૧૮૯૬.

ડબલ્યુ. પી. કેનેડી. એડમીનીસ્ટેટર.

તા. ૧ લી સપટેમ્બર સને ૧૮૯૬ થી "ટાઉન ડીસ્પેન્સરી" નંબર ૨ એ નામથી મરહુમ વખતુબા સાહેબના ડેલામાં લોકોની સગવડને માટે એક બીજું દવાખાનું ખોલવામાં આવ્યું છે. તા. ૨૨. આગષ્ટ સને ૧૮૯૬.

ડબલ્યુ. પી. કેનેડી. એડમીનીસ્ટેટર.

## તોલ માપના સંબંધે જાહેર ખબર.

જુના તોલ માપ બંધ કરી નવાં તોલ માપ તા; ૧-૭-૧૮૯૭ થી ચલાવવા લખેલું છે પરંતુ એ મુદતમાં નવાં તોલ માપ તૈયાર થઇ લોકોને મળી જવા સંભવ નથી માટે તા. પહેલી જુલાઇને બદલે તારિખ ૧ લી. જાનેવારી સને ૧૮૯૮ ની મુદત (નવાં તોલ માપ વપરાસમાં લેવાં લેવરાવવા માટે

તથા તે સંબંધે જે રૂલો થયેલી છે તે પ્રમાણે અ-
મલ થવા માટે) ઠરાવવામાં આવે છે. તા. ૨. મે.
સને ૧૮૯૭ મુઃ બાળાચડી.

ડબલ્યુ. પી. કેનેડી.

## રેવન્યુ સર્વે સંબંધીનું જાહેરનામું

જામનગર સ્ટેટમાં રેવન્યુ સર્વે એટલે જમીનની
માપણી કરવાનું ઠરાવતાં તે સંબંધે સર્વે લોકોને જા-
ણવા સારૂ આ જાહેરનામું પ્રસિદ્ધ કરવામાં આવે છે.

૧. તાલુકા તથા પ્રગણાના સઘળા અમલદારોને
હુકમ જે રેવન્યુ સરવેના કામમાં તમારાથી જેટલી
મદદ અપાય તેટલી આપવી અને તેમ નહિ થશે
તો કાયદા પ્રમાણે સજા થશે.

૨. બહારખળી જમીનની ઉપજ ખાનારા એવા
હુકમ જે તમો ખબર મળેથી તમારી જમીન બાબત
જે પુરાવો હશે તે સુપ્રીટેન્ડન્ટ સાહેબની રૂબરૂમાં
હાજર થઇ રજુ કરવો

૩. દરબારના સરવે મુલકી અમલદારોને હુકમ
જે રેવન્યુ સરવેના કામમાં તમારાથી જેટલી મદદ

થઇ શકે તેટલી કોઇ તરેહથી કસુર કર્યા વગર કરવી જોઇએ, અને તેમ નહિ થશે તો તમોને દરબારી નોકરીમાંથી બરતરફ કરવામાં આવશે.

૪. રેવન્યુ સરવે સંબંધી સર્વ કામદારોને હુકમ જે કાંઇ બક્ષીસ વગેરે લેવું નહિ. તથા ગામમાં ખાવા વિગેરે સામાન જોઇએ તે બજાર ભાવ પ્રમાણે રોકડી કિંમતે આપ્યા વિના લેવું નહિ. છતાં આ હુકમનું કોઈ અપમાન કરશે તો તેને ગુન્હેગાર ગણી નોકરીમાંથી દુર કરવામાં આવશે. શિવાય કાયદા પ્રમાણે બીજી સજા થઇ શકતી હશે તેને પાત્ર થશે.

૫. સર્વે જમીનદારો તથા વતનદારો તથા અમલદાર અને ચાકરોએ સારી પેઠે સમજવું જોઇએ કે તમે રેવન્યુ સરવે ખાતાના કોઇ કામદારને લાંચ આપશો અથવા આપવાનો ઉપાય કરશો અગર કોઇ ખોટા દાખલો રજુ કરશો કે ખોટી ખબર આપશો તો તમારૂં વતન જપ્ત થશે, શિવાય દરેક ગુન્હા બદલ કાયદા પ્રમાણે જે શિક્ષા થઇ શકતી હશે તેમને મળશે.

ઉપર મુજબ જાહેરનામું સઘળા લોકોને જાણવા સારૂં પ્રસિદ્ધ કર્યું છે. તે પ્રમાણે સ્ટેટ મજકુરના સર્વે લોકોને ચાલવું જોઇએ એવી દરબારની તાકીદ છે.
તા. ૨૧. સપટેમ્બર સને ૧૮૯૭.

જે. એસ. એશ્બી. મેજર. એડમીનીસ્ટેટર
સ્વસ્થાન નવાનગર.

સદરહુ ખાતામાં અધિકારી તરીકે મહેરબાન ભાઇશંકર રેવાદત્ત સરકાર તરફથી નિમાયેલા છે તેમણે ઘણી પ્રવીણતાથી કામ કર્યું છે.

**કોરી કાપી નાંખવા બાબતને સરકયુલર.**

આ સ્ટેટમાં કોરીનું ચલણ છે.ને તેથી કેટલીક કોરી ખોટી નીકળે છે તે કોરી કોરી પારખનાર લોકો પોતાની સત્તાથી કાપી કોરી દેખાડનાર માણસને કટકા; આપે છે. એમ હાલમાં અમારા જાણવામાં આવેલ છે આવી સત્તા લોકોના હાથમાં રાખવી તે વ્યાજબી નથી. જેથી હવેથી કોઇ પણ માણસે પોતાની સત્તાથી કોરી કાપવી નહિ પણ સ્ટેટ ત્રીજોરીમાં ત્રીજોરી ઓફીસર પાસે રજુ કરવી ને તે ખોટા ખરાની ખાત્રી કરાવી ખોટી કોરી હશે તો કટકા કરાવી

નાખી પાછા આપશે માટે હવેથી કોઇ પણ માણુસ આવી રીતે પોતાની સત્તા વાપરશે તો કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવશે.તારિખ. ૧૯ મી નવેંમ્બર સને ૧૮૯૭.

ડબલ્યુ. પી. કેનેડી. એ.

## ઠરાવ.

આ સ્ટેટમાં જામસાઇ કોરીનું ચલણુ ચાલતું બંધ કરી બ્રીટીશ રૂપીઆનું ચલણુ ચલાવવા ઠ-રાવ થયો છે.

## સરક્યુસુલર.

કોરીનું ચલણુ તા. ૩૧-૧-૧૯૦૧ પછી બંધ થવાનું છે અને તે દરમીયાન ખાનગી માણુસની મા-ર્ફ્ત સ્ટેટની કોરી કરન્સી હાફીસમાં ભરાઇ જવા જરૂર સબબ નીચે મુજબ ઠરાવવામાં આવે છે.

૧. સ્ટેટના હરકોઇ અધિકારી અગર નોકર પાસે અગર સ્ટેટની હર કોઈ હોફીસમાં અગર હાફીસના ઉપરીના ચાર્જમાં સ્ટેટનું જે કાંઇ નાણું કોરીના ચ-લણુમાં હશે તેનો ઉપર કહેલી તારિખ પહેલાં બીજી રીતે નીકાલ ન થઇ શકે તેમ હશે તો તે સદરહુ

તારિખ પહેલાં અગર તેમ બનવો ખાસ અડચણ હશે તો તે તારીખે તીજોરી બંધ થતાં પહેલાં પો-તાની પાસેની તીજોરીમાં ભરી દેવું. આમ કરવામાં ગફલત થશે તો તેની જોખમદારી જેની તેને શીર રહેશે.

ટીપ—

જાશુ તસલમાતની રકમ આ પ્રમાણે ભરી દઇ જરૂર જેટલી રૂપીઆમાં લેવા જુદી માગણી કરવી.

૨. માત્ર ઉપર કહેલી તારિખના ખપ જોગ રકમ રાખી બાકીની કોરીના ચલણની રકમ પહેલાંથી અને તેમ ન બનેતો છેવટ તે તારિખે પોતાના બં-ધીઆમાં રવાનગી ખાતે ઉધારી દરેક પેટા તીજોરી હાપીસરે હજુર તીજોરીમાં તાબડતોબ મોકલી આ-પવી. તા. ૩૧–૧–૧૯૦૧ પછી જો કોઇ પેટા તીજોરીમાં પાકી શીલકની અગર હરકોઇ પ્રકારની શીલકની કોરી રહેવા દેવામાં આવશે તો તેની જો-ખમદારી પેટા તીજોરી હાપીસરના શીર રહેશે.

જેમ જેમ યોગ્ય લાગે તેમ અને છેવટ તા. ૩૧–૧–૧૯૦૧ ના બંધીયા સાથે જે કોરીના ચલ-

ણની રકમ પેટા તીજોરીમાંથી આવે તથા તે તારિખ સુધી હજુર તીજોરીમાં શીલકમાં હોય તે તમામ રકમ એકી વખતે કરન્સી હાફીસમાં રા. બા. હજુર એકાઉન્ટ હાફીસર સાહેબને ભરી દેવી.

૪. તા. ૩૧-૧-૧૯૦૧ ના પેટા તીજોરીના બંધીયામાં કોરીની રવાનગી હજુર હીસાબી ખાતામાં દાખલ થતાં સુધી હજુર હીસાબ તા. ૩૧-૧-૧૯૦૧ નો તેટલાજ કામ પૂરતો ખુલો રાખી બાકીનું જરૂરી કામ તા. ૧-૨-૧૯૦૧ ની અને તે પછીની તારિખો નાંખી કરવું પણ તા. ૩૧-૧-૧૯૦૧ નો હિસાબ હજુર હીસાબી ખાતે ખુલો છે તેથી તા. ૩૧-૧-૧૯૦૧ ની પછીનો કોરીના ચલણ સંબંધી કાંઇ પણ હીસાબ તેમાં દાખલ થશે નહિ. જુન આખર હીસાબ ખુલો રહે છે તેમ આ પણ રહે છે.

૫. કરન્સી હાફીસમાં ઉપરની કલમ ૩ માં બતાવ્યા પ્રમાણે તમામ નાણું ભરાઈ જાય ત્યાં સુધી તેટલા કામ પુરતો તા. ૩૧-૧-૧૯૦૧ નો હીસાબ ખુલો રાખવો. તા. ૧૧-ડીસેમ્બર ૧૯૦૧

એલ. એલ. ફેન્ટન. આ. એ.

ઉપર મુજબ કોરીના ચલણુ સબબ બીજા કેટલાએક સરક્યુલરો બહાર પડેલા છે. પણ જગ્યાના સંકોચથી દાખલ કરેલ નથી.

## સરક્યુલર.

કોરીનું ચલણુ તા. ૩૧-૧-૧૯૦૧ પછી બંધ થવાનું અને તેથી તે પહેલાં કોરીનું લેવું દેવું પતવવું જરૂર સબબ નીચે પ્રમાણે જુના હીસાબ સારૂ ઠરાવ કરવામાં આવે છે.

૧. દરેક ખાતાના અધિકારીએ પોતાના ખાતા સંબંધી, દરેક હાફીસના ઉપરીએ પોતાની ઓફીસ સંબંધી અને શીવાય દરેક નોકરે પોતાની ફરજ સંબંધી નીસબત ધરાવનારા અનામત કે તસલમાત, અનપેડ કે હાથપરની સીલક અગર હર કોઈ પ્રકારનું કોરીના ચલણનું દેવું યા લહેણું હશે તે ઉપર કહેલી તારિખની અંદર અદા કરી અગર વસુલ લઇ અગર તેનો જે રીતે નીકાલ થઈ શકતો હશે, તે રીતે તેનો નીકાલ કરી કમી કરવું. જો નીકાલ થઇ શકે તેવી રકમનો નીકાલ, સદરહુ મુદતમાં થવામાં ગફલત થ-

એલી જોવામાં આવશે તો તેની જોખમદારી તેને શીર રહેશે.

૨. ઉપર મુજબ નીકાલ ન થવાથી જે બાકી રહેશે તેનું નામું પ્રાં. ૪૩૫ ના રૂ. ૧૦૦ ના દરથી કોરીમાંથી રૂપીઆ ગણી તા. ૧-૨-૧૯૦૧ ના હીસાબમાં ખેંચવું. પણ તેમ કરવામાં જે ઓફીસના હીસાબનો સંબંધ જે હીસાબી ઓફીસ સાથે હશે ત્યાં સાથેના પત્રક મુજબ દાખલો મોકલી ત્યાંથી ચેક થઇ આવ્યા બાદ નામું ચડાવવું. અને તે મુજબ ચેક કરાવી લેવામાં ઘણીજ તાકીદ વાપરવી. જે મુલ રકમ રૂ. ની હશે પણ માત્ર હીસાબની સગવડ સારૂ તેની ચાર લેખે કોરી હીસાબમા મંડાઇ હશે તેની ફારફેરી પ્રાં. ૪૩૫ લેખે નહિ પણ પ્રાં. ૪ લેખે કરવાની છે. ૧૧-૧૨-૧૯૦૦

વસ્તી પત્રકના સરક્યુલર. દરબારી નોકરોને ગામડામાંથી વેઠે ગાડાં કઢાવવાને માટે દર માઇલે આપવો જોઇતો માઇલેજ અને તેમાં ખેડુતોને મળતો લાભ. નવાનગર સ્ટેટના એડમીનીસ્ટ્રેટર મી.

ડબલ્યુ પી. કેનેડી રજાપર ગયા હોવાથી તેની જગોએ ફરી એલ. એલ. કેન્ટન અને ગયા પછી ડબલ્યુ. પી. કેનેડી તે પણ થોડા દિવસ રહી રજાએ ગયાથી એફ. ડબલ્યુ. વુડહાઉસ કેપ્ટન સાહેબ પધાર્યા. ૧૯૫૬ ની સાલમાં હાલાર તેમજ કાઠીયાવાડમાં સઘળી જગોએ દુષ્કાળ હોવાથી મહેરબાન એડમીનીસ્ટ્રેટર સાહેબે ગરીબો ઉપર બહુ દયા દ્રષ્ટિથી જોઇ તેમની સઘળી રીતે સગવડ કરી એક મોટું પુઅર હાઉસ ખોલ્યું કે જેથી એ બીચારાં અનાથ દુર્બલ માણસો તેમને આશિર્વાદ આપવા લાગ્યાં. વળી તેમાં પણ મુખ્યત્વે કરી હાલના મુખ્ય દિવાનજી સાહેબ મહેરવાનજી પેસ્તનજીએ તન. મન, અને ધનથી જે તરદી લીધી છે તેથી તેની સુકીર્તિ સઘળી જગોએ કાયમ રહી છે. તેમજ તેજ સાલમાં અનાથ બાળકોને ધર્મના પિતા તરીકે પુજાતા મહંતશ્રી રામપ્રસાદજીએ પણ ગરીબ લોકોની પૂરતી સંભાળ રાખી હતી અને તે વખતનું તેમણે **અનાથ બાલાશ્રમ** સ્થાપી ગરીબ અને વાલી વગરનાં તરફડતાં બાળકોને લઇ પોતાનાં આશ્રમમાં રક્ષણ કર્યું છે. તેથી તે મહંત-

શ્રીને ધન્યવાદ ઘટે છે. ત્યાર પછી કેટલીએક મુદત વિત્યે એડમીનીસ્ટ્રેટર તરીકે મી. સી. એન. સીડન સાહેબ પધાર્યા. તે પણ પોતાની મગજશક્તી અને નેક નિષ્ઠાથી રાજ્યનું હીત કરી કામ કરતા હતા.

જાહેર મકાનો તથા બાંધ કામો, અને ગામો.

૧. આજમ મહેરબાન ડબલ્યુ. પી. કેનેડીના વખતમાં તેમના માન ખાતર ખંભાળીઆની ઘી નદી ઉપરનો પુલ બંધાયો અને તે પુલને તેમના માન ખાતર કેનેડી બ્રીજ એવું નામ આપી એ નામને અમર કીધું છે. ૨. વિભાજી. પાર્ક એન્ડ ટાઉન હોલ. ૩. હંટર વેજીટેબલ માર્કેટ ૩. જસાજી ટાવર. પંચેશ્વર ચોકમાં. ૪. જામ બંગલો. ૫. નવાનગર સેંટ્રલ જેલ નવી. ૬. નવાનગર સ્ટેટના મહાલ કલ્યાણપર તાબે ગામ કેનેડી તે મેરબાન કેનેડી સાહેબના માન ખાતર એ ગામ નવું વસ્યુ. હડીયાણા પાશે હલીશ્વર એ પણ નવું વસ્યું છે.

# ધી હંટર વેજીટેબલ અને ફ્રુટ માર્કીટ સંબંધી જાહેરનામું.

જામનગર શેહેરમાં અને બજારમાં લોકો ખુલ્લી જગ્યાઓના રસ્તાની બાજુ ઉપર શાક, ભાજી, ફુલ, ફળ તથા બીજી પરચુટણ ચીજો વેચવા બેસી, સાંકડા રસ્તામાં તેથી વધારે સંકડાસ કરતા હોવાથી, સઘળી જાતના વ્યાપારને થતું નુકશાન અને અગવડ દુર કરવાની જરૂર છે, તથા મનુષ્ય જાતના ખોરાકની ચીજો તથા શાક, ભાજી, ફળ કે જે થોડા વખતમાં બગડી જાય છે તેના ઉપર સાર્વજનીક તંદુરસ્તી સાચવવાના કારણને લઇને બરાબર દાબ તથા અંકુશ રાખવાની જરૂર છે, અને આ અંકુશ તથા દાબ જ્યારે આવી વેંચવાની સઘળી દુકાનો એક જગ્યામાં આવી જાય ત્યારે બરાબર રહી શકે તેમ છે, જેથી આથી જાહેર કરવામાં આવે છે કે

સને ૧૮૯૮ ના સપ્ટેમ્બર માસની તા. ૩૦ મીથી "હંટર વેજીટેબલ અને ફ્રુટ મારકીટ" જે સ્ટેટના ખર્ચે બાંધવામાં આવી છે તે શીવાય બીજી કોઇપણ જગો શાક, ભાજી, ફળ વિગેરે જે મનુષ્ય જાતના ખોરાક તરીકે વપરાય છે તે તથા ફુલ વિગેરે બીજી ચીજો જે હવે પછી નકી કરી. પ્રસિદ્ધ કરવામાં આવશે તે વેચવા મારકીટ તરીકે અગર વેચાણ કરવાની જગો તરીકે વાપરવા દેવામાં આવશે નહીં જે કોઇ માણસ આ હુકમ વિરૂદ્ધ વેચાણ કરશે તે રૂ. ૨૫ ના દંડને પાત્ર થશે. આવા ગુન્હાઓનો ઇનસાફ કોઇપણ માજીસ્ત્રેટ કરી શકશે. કોઇપણ માણસ ગુન્હેગાર એક વખત થયા પછી ફરીથી ગુન્હો કરવામાં જારી રહેશે, તો જે શીક્ષા તેને કરવામાં આવી હશે. તેના વધારામાં આવા ગુન્હા બદલ દરરોજના રૂ. ૫ પાંચના દંડને પાત્ર થશે. તા. ૩૧ અગષ્ટ સને ૧૮૯૮

ડબલ્યુ. પી. કેનેડી એડમીનીસ્ટ્રેટર.

આ પછી તે મારકીટ સબંધીના નીયમો અત્રે દાખલ કર્યા છે.

# પાંચીયાંનો સીક્કો બંધ કરવાની જાહેર ખબર.

સર્વ લોકોને ખબર આપવામાં આવે છે કે, આ સ્ટેડમાં પાંચીયાં (પાંચ કોરી એક સીક્કો) તથા અરધાં પાંચીયાં (અઢી કોરીનો સીક્કો) તા. ૧-૩-૯૭ થી બંધ કરવામાં આવે છે. અને ત્યાર પછી સ્ટેટની હદમાં પાંચીયાં અને અરધાં પાંચીયાં કોઇ પણુ તીજોરીમાં અગર કોર્ટમાં અગર કાયદાસર ચ· લણુ તરીકે લેવામાં અગર ગણવામાં આવસે નહીં. માટે જે લોકો પાસે પાંચીયાં અગર અડધાં પાંચીયાં હોય તેમને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે તેમણે સ્ટેટની કોઇ પણ તીજોરી (તાલુકા અગર હજુર તીજોરી) માં તે પાંચીયાં આપી તા. ૨૮-૨-૯૭ સુધીમાં બદલે કોરી લઇ જવી તા. ૧૯-ડીસેંબર સને ૧૮૯૬

ડબલ્યુ. પી. કેનેડી એડમીનીસ્ટ્રેટર.